# નરવીર લાલાજી



લેખકો

કકલભાઈ કોઠારી

ઝવેરચંદ મેઘાણી

# અનુક્રમ

# નિવેદન

આ મહાપુરૂષનું ટુંકું છતાં સંગીન ચરિત્ર આપવાની ઉમેદ હોવાથી જરૂરી સામગ્રી મેળવતાં અને વલોવતાં વિલંબ થયો છે; છતાં જેટલું અપાયું છે તેથી અધિક હજુ અપ્રગટ પડયું છે. એમને પોતાને પોતાનું આત્મ–ચરિત્ર લખવાનો આગ્રહ વારંવાર થયેલો, પરંતુ આત્મસ્તુતિને અને એને કટ્ટર વેર હતું. તેથી એમના પ્રાણમાં સંઘરાએલી વાતો તો હવે ખાક થઇ છે, છતાં એમના બચપણના મિત્રો ભાઇ પરમાનંદ, લાલા હંસરાજ વગેરે: તેમજ એમના અંતેવાસી પટ્ટ શિષ્ય લાલા ફિરોઝચંદ : એ બધાની પાસે સદ્દગતનાં ઢગલાબંધ ઉમદા સંસ્મરણો છે. એ તમામ સામગ્રીને પ્રગટ કરવાનો નિશ્ચય લાલા ફિરોઝચંદે કરેલો છે. કદાચ એને વાર લાગશે. આજ તો એ બધાનાં હૃદય વ્યથામાં તેમજ સદ્દગતની સેવા–પ્રવૃત્તિઓને અવિરત રાખવાના પ્રયત્નોમાં ડુબ્યા છે. પરંતુ એ સંઘરેલો ઇતિહાસ જ્યારે બહાર પડશે, ત્યારે અમારે તો આ ભાગની અપૂર્ણતા પૂરવા માટે એક બીજો ભાગ આપવાનો જ રહેશે. એ ર ા ી સદ્દગતનાં વિપુલ અને વિસ્મયકારી લેખનોમાંથી પણ યથોચિત દોહન કરી લેવાશે.

આ પુસ્તકની કેટલીએક જરૂરી લેખન–સામગ્રી પૂરી પાડનાર તેમજ ઇતેબારીભર્યો આત્મભાવ દર્શાવનાર બંધુ શ્રી શંકરદેવ સિદ્ધાલંકાર (ગુરૂકુલ–સુપા : નવસારી) અમારા આભારના અધિકારી છે. બીજો આભાર લાલાજી રચિત પુસ્તકો પૂરાં પાડનાર બંધુશ્રી રંગીલદાસ કાપડીઆનો થયો છે.

પુસ્તક બે વિભાગમાં વ્હેંચાયું છે: પ્રથમ વિભાગ 'જીવન–કથા'ના લખનાર ભાઇશ્રી કકલભાઇ કોઠારી છે; બીજો 'જીવન–સ્મૃતિ'નો ભાગ ભાઇશ્રી ઝવેરચંદ મેઘાણીએ લખ્યો છે.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર<br>રાણપુર : ૧ : ૨ : ૨૯ } પ્રકાશક



અમેરિકાના દેશવટા પછી

# નરવીર લાલાજી

§૧

નિશ્ચેતનોમાં નવચેતના સંચારનારી
રણભેરીનું રણગાન પૂરું થયું....

પણ એના પ્રેરક સૂરના દિગન્તવ્યાપી પડઘા

ગિરિઓ ને ગહ્‌વરો,
અરણ્યો ને વનરાઇઓ,
નદીતીરો ને જનપદો મધ્યે

હજી ગાજી જ રહ્યા છે........
હજી એ રણભેરી બજે છે........
હજી એ નવચેતનાનો મંત્ર ગુંજે છે!
એ રણભેરી અમર છે!

*

હિમાલયના હિમશ્વેત ગૌરીશંકર સમ ઉન્નત ગિરિશૃંગ ઉપર ઉભીને, પચાસ પચાસ વર્ષ સુધી, એક જ સૂરે, અવિરામ રણભેરી બજાવનાર નરવીર લાલાજી તા. ૧૭મી નવેમ્બર (૧૯૨૮)ના એ અમંગળ શનિવારની

સાંજે પોઢી ગયા. નરોમાં નરોત્તમ, પુરૂષોમાં પુરૂષસિંહ, યોદ્ધાઓમાં યોદ્ધાવર, શહીદોમાં શહીદ-શિરોમણિ, વીરોમાં પણ વીર એવા નરકેસરી લાજપતરાય તેના ત્રીશ કોટિ દેશબંધુઓને વિજોગનાં દુઃખે ઝુરતા છોડી ચાલી નીકળ્યા. જુવાનીના દિવસથી તે જીવનની છેલ્લી પળ સુધી પોતાના આ પરાધીન વતનના પીડિત આત્માનો આર્તનાદ પોકારતા વીર લાજપતે ૬૩ વર્ષની વયે સોડ ખેંચી. તિલક મહારાજ અને દેશબંધુ ચિત્તરંજનના અવસાનનો ઘા હજી રૂઝાયો નથી ત્યાં, હિન્દુસ્થાનના જુવાનોનો આરાધ્ય દેવ, બ્રિટિશ સામ્રાજ્યની સીતમગીરી સામે સિંહની ત્રાડે ત્રાડતો હિન્દી રાષ્ટ્રવાદનો અજોડ પ્રતિનિધિ, સ્વાધીનતાનો જીવનભરનો પૂજારી, સ્વરાજ્યનો અટંકી યોદ્ધો લાજપત પણ તેમની પાછળ પગલાં માંડે એ ભારતનું દુર્ભાગ્ય છે. મનુષ્યોમાં મનુષ્યવર સમા, પુરૂષોમાં પુરૂષસિંહ સમા, દેશભક્તોના શિરોમણિ લાજપતના અવસાન ઉપર આજે હિન્દ સમસ્ત અશ્રુપ્રવાહ વહાવી રહ્યો છે.

આજથી ત્રેસઠ વર્ષ પૂર્વે પંજાબના એક અજાણ્યા ગામમાં જન્મેલા એ હિન્દી પુત્રમાં એવું કયું અદ્દભુત તત્ત્વ હતું, કે આજની જુવાન પેઢીનો જન્મ પણ નહોતો થયો તે કાળમાં, સને ૧૯૦૫-'૦૬ના કાળમાં, જ્યારે 'વંદે માતરમ્'નો ઉચ્ચાર એ ભયંકર ગુનોહ ગણાતો અને હિન્દી રાષ્ટ્રવાદનાં કિરણો હજી મુંબાઇ-કલકત્તા સમાં નગરોની મોટી-મોટી મહેલાતોની અટારીઓને જ અજવાળતાં હતાં ત્યારે, કાઠિયાવાડનાં નાનાં નાનાં ગામડાંઓમાં ચુસ્ત સનાતની બ્રાહ્મણો પણ પ્રતિ દિન પ્રભાતે શિવપૂજાની સાથે આ નરવીરની અને તિલક મહારાજની છબીની અનન્ય ભક્તિભાવપૂર્વક પૂજન કરતા? પંજાબના એ નરે હિન્દુસ્થાનના ખુણે ખુણાનાં ગામગામડાંમાં વસતા સામાન્ય ગામડીઆઓનાં દિલ ઉપર, આજથી એક આખી પચ્ચીસી પહેલાં એવું કયું કામણ કર્યુ હતું કે, આ વિદેશી સરકારના વહીવટદારો તેને પકડીને માંડલેના કિલ્લાને માર્ગે લઇ જતા હતા ત્યારે,

લાલાજી હીરો હિન્દુસ્થાનનો,
પાપીએ નાખ્યો કેદ જી !

એવી પુણ્યપ્રકોપથી ભભુકતી લોકકવિતામાં લોકહૃદયની પ્રેમલાગણી આવો પારદર્શક આવિર્ભાવ પામતી ? દેશને ચરણે જીંદગીની પળે પળ અર્પી દઇ, નરસિંહ લાજપતરાયે, નિજના ચારિત્ર્યબળથી, નિજની નિર્ભયતાથી, નિજના સિંહ–સ્વભાવથી, હિન્દની પ્રજાનાં મન આજ સુધી કદાચ કોઇ પુરૂષે જીત્યાં નથી એવાં જીત્યાં હતાં.

લાજપતનું આખું જીવન રાષ્ટ્રોદ્ધારના પુણ્ય યજ્ઞની વેદિ ઉપર એક પવિત્ર આહૂતિ સમું છે. 'હિન્દુસ્થાન એ મારો સ્વદેશ છે, આજે એ પરાધીન દશામાં છે, આજે હિન્દી પ્રજા પતિત છે, આજે મારા આ પ્યારા દેશ ઉપર પરદેશીઓ રાજ્ય ચલાવે છે, મારા દેશની આ બધી સમૃદ્ધિ, આ બધું નૂર ચુસાઇ રહ્યું છે' એવું જે દિવસથી બાળક સમજતો થાય તે દિવસથી–અઢાર વર્ષની તરૂણ વયથી લાજપતે પોતાની જીન્દગી દેશને અર્પી દીધી; અને લાંબાં ૪૫ વર્ષો સુધી–લગભગ અર્ધી સદી સુધી–અનેક અંતરાયો અને વિઘ્નોની વચ્ચે દેશકાર્ય કર્યા કીધું.

સત્તાવન અઠ્ઠાવનનો બળવો બુઝાયા પછી સાત વર્ષે, એ બળવા વેળા પ્રગટેલા હિન્દના આત્મતત્ત્વ સમા લાજપતરાય ૧૮૬૫માં પંજાબના લુધીયાણા જીલ્લામાં જગરાન ગામમાં વણિક કુટુમ્બમાં મુનશી રાધાકૃષ્ણ લાલાને ત્યાં જન્મ્યા. ગરીબ પણ જુના ને ખાનદાન અગ્રવાલ વણિક કુટુમ્બના એ લાલા રાધાકૃષ્ણ સરકારી હાઇસ્કુલના શિક્ષક હતા અને તેમની ટુંકી કમાણીમાંથી તેમનાં પત્ની ઘણી જ ત્રેવડથી સુખપૂર્વક ગુજરાન ચલાવતાં. માતાની એ વ્યવસ્થાશક્તિ, ત્રેવડ અને કુટુમ્બવાત્સલ્યનાં લાજપતરાયે ધરાઇ ધરાઇને વખાણ કરતાં અનેક વખત કહ્યું છે કે ' મોટો થયે મારી આવક જ્યારે હજારોની થઇ, ત્યારે પણ એ શરૂઆતની કરકસરવાળી જીન્દગીના કરતાં લેશમાત્ર વધુ સુખકર આબાદી

અને જાણી નથી; એટલે મારી માતાનો હાથ એ ટુંકી આવ-કમાં પણ બરકત ને રસ પુરતો.’

બાર વર્ષની બાળવયે લાજપતે મહર્ષિ દયાનન્દનાં ભારત રાષ્ટ્રનો પુનરુદ્ધાર ઉદ્‌બોધતાં પ્રવચનોનું પાન કર્યું. બાળક લાજપતના પિતા લાલા રાધાકીશને પોતાના પુત્રને એ માર્ગે ઉત્તેજ્યો: અને લાજપત પૂરાં પંદર વર્ષનો ન થયો ત્યાં તો, તેના આ પરાધીન દેશના ઉદ્ધારનાં સ્વપ્નાં સેવતો, દેશોદ્ધારની અનેક યોજનાઓ કરતો એ કટ્ટર દેશભક્ત બન્યો. એ દિવસથી લાજપત પોતાની બધી શક્તિઓ દેશને સમર્પી સુખ અનુભવનાર ભાવનાસેવી દેશસેવક બન્યો અને ત્રેસઠ વર્ષના વયે તેના શરીરનો સંચો બંધ પડ્યો ત્યારે જ તેની દેશસેવાની અનેકવિધ કરણીઓ પૂરી થઇ.

§ ૨

લાજપતરાયે સૌથી પ્રથમ મહર્ષિ દયાનન્દના ઝુંડા નીચે સૈનિક તરીકે પોતાનું સ્થાન લીધું. ૧૮૫૭ના ગદ્દર પછી હિન્દુસ્થાનમાં અંગ્રેજ અમલ સ્થિર બન્યો હતો, હિન્દના એ પ્રથમ સ્વાતંત્ર્ય-યુદ્ધમાં આકરો પરાજય મળ્યા પછી હિન્દી પ્રજા નિરાશ અને ભગ્નહૃદય બની હતી, અંગ્રેજ કારભારી-ઓની અસર નીચે હિન્દુસ્થાનના મનુષ્યત્વનો ધીમે ધીમે પણ સ્થિર ગતિએ નાશ થઇ રહ્યો હતો, ખડાયામાં ખાપણ લઇને ભમનાર શૂરા યોદ્ધાઓના અને સ્વાધીનતાના પ્રેમમાં દુનિયામાં કોઇથી ઉતરે નહિ એવા બહાદૂર સ્વાતંત્ર્ય-પ્રેમીઓની કોમ કારકુનો અને મહેતાઓની કોમ બની રહી હતી. એ જોઇ જેમ દયાનન્દ ઉકળી ઉઠ્યો અને એ વિનાશન-ક્રિયાને અટકાવવા કમર કસી, તેમ તેનો અનુયાયી લાજપત પણ ઉકળી ઉઠ્યો અને જો જીન્દગીની કુરબાનીથી આ ક્રિયા અટકી પડતી હોય તો તે રીતે પણ તે અટકાવવા કટિબદ્ધ થયો.

લાજપતરાયના જુવાનીના દિવસોમાં પંજાબમાં આર્યસમાજનું પરિબળ હતું; લડાયક જુસ્સાથી ઉભરાતા આર્યસમાજીઓ દયાનન્દના બોધ મુજબ ભારતીય પ્રજાના નવવિધાનના કાર્યમાં એકાગ્ર બન્યા હતા. એ કાર્યની ત્રણ પંજાબી જુવાનોએ સરદારી લીધી: લાલા હંસરાજ, ગુરૂદત્ત વિદ્યાર્થી અને લાલા લાજપતરાય. આર્યસમાજના આ ત્રણે સરદારો, જેમને પૂરાં વીશ વર્ષ પણ ન્હોતાં થયાં, જેમનાં મ્હોં ઉપર મુછનો દોરો પણ ન્હોતો ફૂટયો, એવા ભાવનાભીના જુવાનો હતા. 'જુવાન, જગતનું પુનર્વિધાન કરવાની જુમ્મેદારી તારે શિરે છે, નૂતન જગતનું સર્જન તારે હાથે થવું જોઇએ' એ યુગાદેશને લાજપત, હંસરાજ અને ગુરૂદત્તની ત્રિપુટિએ બરાબર ઝીલ્યો.

લાજપત, હંસરાજ અને ગુરૂદત્ત—એ ત્રણે જુવાનોએ, મુર્દાઓમાં નવ પ્રાણ પૂરતી, સ્વાધીનતાને માટે શોણિત માગતી, અજબ પ્રેરણાવંત વાણીના બળે પંજાબીને ખડો કરી દીધો. ત્રણે જુવાનો અભ્યાસ કરતા, વિદ્યાલયમાં મોખરે રહેતા, ભાષણો કરવા ભટકતા, વેદાર્થના વાદવિવાદ કરતા અને આજે લાહોર તો કાલે હીસાર એમ સર્વત્ર ભટકીને આગામી જંગને માટે જનસમુદાયને ઢંઢોળતા. હંસરાજ યોજનાઓ યોજતા, ગુરૂદત્ત પ્રેરણા અર્પતા અને લાજપતરાય કર્મવીરના વેગથી એ યોજનાઓને સ્થૂલાકાર આપતા. આમ, સ્વામી દયાનંદ પછી આર્યસમાજની સંસ્થા અને પ્રવૃત્તિને આ ત્રણે જણે એટલી ચેતનવંત ને પ્રબળ બનાવી મૂકી કે એ સંસ્થાના સરજનહાર તરીકે મહર્ષિ દયાનંદ પછી કોઇનું નામ મૂકી શકાય તો એ ત્રિપુટિનું જ. પોતાની ભાવનાના રંગ, અંતરનું જોમ, અંગનું ચેતન અને કમાણીનું સઘળું ધન એ પ્રવૃત્તિ પાછળ રેડીરેડીને એ ત્રણે જુવાનોએ પંજાબમાં સામાજિક, ધાર્મિક અને કેળવણીનાં નવસર્જન માંડ્યાં.

આ ત્રણ જુવાનોના અદમ્ય ઉત્સાહ અને અથાક પરિશ્રમને પરિણામે ૧૮૮૬ના જુનની પેલી તારીખે લાહોરમાં

'દયાનન્દ એંગ્લો વેદિક કૉલેજ'નો પાયો નંખાયો. હિન્દી ભાષાનો પ્રચાર કરવો, સંસ્કૃત અને અંગ્રેજી જ્ઞાન ફેલાવવું અને ઔદ્યોગિક જ્ઞાન પ્રત્યે પ્રેમ ઉત્પન કરવો—એવા ઉદ્દેશથી પંચનદોના મુલકમાં મંડાયેલી આ કૉલેજ તે કાળે તો પંજાબમાં એક અને અદ્વિતીય હતી અને આજે પણ વિદ્યાર્થી-સંખ્યા અને શિક્ષણની ઉત્તમતામાં તે સૌથી પહેલી ઉભી છે. લાજપત, હંસરાજ, ગુરૂદત્તની ત્રિપુટિએ તો આ કૉલેજ સરકારી શિક્ષણખાતાથી સ્વતંત્ર રહીને, રાષ્ટ્રપ્રેમના પાઠ શીખવતા રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ કરવા કાઢેલી. પણ એ ભાવના પૂર્ણપણે પાર ન ઉતરી—એ કૉલેજ આજે પંજાબ યુનીવરસીટીની સાથે જોડાયેલી છે. પણ એ છતાં, ત્રણ જુવાનીયાઓ એક કૉલેજ સ્થાપે અને તેના પાયા આવા સુદૃઢ નાંખે, એ વસ્તુ તો દુનિયાના ઇતિહાસમાં પણ વિરલ છે. લાજપતનું ઘડતર એવાં જબ્બર કામો આરંભી શકે અને પાર ઉતારી શકે એવી અસામાન્ય ધાતુનું હતું.

§૩

**વિદ્યાર્થીકાળમાં** કૉલેજની સ્થાપના કરનાર લાજપતરાયનો સ્થૂલ દેહ નબળા બાંધાનો હતો અને તેના અતિશય લાગણીપ્રધાન સ્વભાવને કારણે તેની તબીયત કાયમ નબળી રહેતીઃ એ છતાં વિદ્યાલયની બહાર જેમ એ નવચેતન અને નવપ્રેરણાના ઝંડાધારી તરીકે ઘૂમતો, તેમ વિદ્યાલયમાં એ સદા સૌને મોખરે રહેતો. લાજપતરાયનું વિદ્યાર્થીજીવન અતિ તેજસ્વી હતું.

લાજપતે પંજાબ યુનીવરસીટીની કાયદાની પદવી લીધી અને હિસારમાં વકીલાત માંડી. કુનેહભરી વેધક બુદ્ધિ અને તેજસ્વી વક્તૃત્વશક્તિને પ્રભાવે તેણે પોતાના ધંધામાં પ્રતિષ્ઠા

જમાવી અને હિસારના વકીલોમાં અગ્રણીપદ મેળવ્યું. પણ ધંધા કરતાં તેને બીજી ઉચ્ચતર વસ્તુઓની પરવા–લગની વધુ હતી, એટલે સમૃદ્ધિની છોળો ઉડાડતી વકીલાતના ધંધાની મહત્ત્વાકાંક્ષા તજીને તેણે પ્રાંતના સમૃદ્ધારના કાર્યમાં જ જીવનશક્તિ ઠાલવવા માંડી. અહીં પણ પોતાને અનુકૂળ અને સહૃદયી મિત્રો તથા સહકારીઓ મળી રહ્યા. તેમાં, પોતાની જિન્દગી આખીની કમાણી શિક્ષણ અને બીજાં ક્ષેત્રોમાં અર્પણ કરી દેનાર દાનવીર પંડિત લાજપતરાય તથા 'પંજાબી' પત્રના આદ્ય સ્થાપક લાલા જસવંતરાયના પિતા લાલા ચુડામણિ એ બે મુખ્ય હતા.

આ બધા મિત્રોની સાથે કેવળ પ્રગતિમાન પંજાબનાં જ નહિ, પણ સ્વાધીન ભારતનાં સ્વપ્નાં સેવતા જુવાન લાજપતને હવે હિસારનું ક્ષેત્ર સંકુચિત લાગવા માંડયું. વળી દયાનન્દ કોલેજની સ્થાપના કર્યા પછી લાજપતરાયનું બધું લક્ષ એ કોલેજને સુદૃઢ બનાવવા અને વિસ્તારવા તરફ વળ્યું. એટલે ૧૮૯૨ના પ્રારંભમાં લાહોર જઈ અખાડો નાંખ્યો. પોતાની અસામાન્ય બુદ્ધિપ્રતિભા, સંસર્ગમાં આવનારની અંદર ચેતનની ચીનગારી મૂકનારી દેશદાઝ અને મોહક વ્યક્તિત્વના પ્રભાવે, જુવાન લાજપતરાયે જોતજોતામાં લાહોરમાં પોતાને માટે માનવંતું સ્થાન કરી લીધું. લાજપતરાયનું કુટુમ્બ ગરીબ હતું, છતાં તેણે પોતાની વકીલાતની આવકમાંથી માત્ર ખર્ચ જોગી રકમ રાખી બાકીની દયાનન્દ કોલેજના દ્રવ્યકોષમાં આપવા માંડી. અને એ ઉપરાંત, પંજાબનાં અન્ય ગામો અને શહેરોમાં શારદામંદિરો–કુમારો અને કુમારિકાઓ માટેની શાળાઓ–સ્થાપવા અપાર ઝહેમત લેવા માંડી. આજે આર્યસમાજ વાર્ષિક દશ લાખ રૂપિયા ખર્ચી સંખ્યાબંધ સંસ્થાઓ ચલાવે છે, જેમાંનો મોટો ભાગ પંજાબમાં જ છે. પંજાબની એ સંસ્થાઓમાંની ઘણીયેની ઈંટો ઉપર લાજપતનું નામ અમર અક્ષરે લખાયેલું છે. લાજપતની જુવાનીનો પ્રથમ દશકો આર્યસમાજની પતાકા નીચે આવું રચનાત્મક કામ કરવામાં જ વ્યતીત થયો.

સ્વાધીનતાની ઝંખના ઝંખતા જુવાન લાજપતરાયને આર્ય-સમાજનું ક્ષેત્ર સંકુચિત પડ્યું : દેશબન્ધુઓની સેવા અને દેશોદ્ધારની ધગશથી ધગતા લાજપતની નજર હિન્દના કંગાલ જનસમુદાય ઉપર પડી. તેણે તેમની કંગાલીયત અને ગરીબીને મીટાવવાનાં સ્વપ્નાં સેવવા માંડ્યાં. લાજપત જેમ જેમ દુનિયાની બીજી પ્રજાઓના ઇતિહાસ વાંચતો ગયો અને તેમની સાથે હિન્દની હાલત સરખાવતો ગયો, તેમ તેમ તેને જ્ઞાન થતું ગયું કે 'આ બધી પ્રવૃત્તિઓ ઠીક છેઃ દુષ્કાળપીડિતોને અન્ન આપવું, અનાથોને આશ્રય આપવો, શિક્ષણસંસ્થાઓ સ્થાપવી, સમાજ-સુધાર કરવો, જુવાનોને દેશપ્રેમ પ્રેરિત બનાવવા: એ બધી જરૂર ઉપયોગી પ્રવૃત્તિઓ છેઃ પણ જ્યાં સુધી દેશની રગેરગમાં પ્રસરી ગયેલું પરાધીનતાનું ઝેર મારી શકાય નહીં, જ્યાં સુધી હિન્દી પ્રજાજનો તેમના ઘરમાં ગુલામ મટી માલિક બને નહીં, ત્યાં સુધી ધ્યેય અસિદ્ધ જ રહેશે. ' લાજપતે ઉંડા . અવલોકન અને અભ્યાસ પછી અગ્નિના અક્ષરોએ પોતાની જીવનપોથીમાં સિદ્ધાન્ત લખ્યો કે 'જ્યાં સુધી રાજદ્વારી બેડીઓ તૂટે નહીં, જ્યાં સુધી હિન્દી પ્રજાજનો તેના ગુલામ મટી માલીક બને નહીં, જ્યાં સુધી હિન્દી લલાટ ઉપરના 'લાકડાનો વાઢનાર અને પાણીનો વહેનાર'ના કલંકલેખ ભુંસાય નહીં, ત્યાં સુધી હિન્દી જનસમુદાયની કંગાલી-યતનો કોઇ ઇલાજ નથી. પ્રત્યેક હિન્દીએ સૌથી પ્રથમ હિન્દની રાજકીય પરાધીનતા મિટાવવા મથવું જોઇએ: રાજકીય પરા-ધીનતાના નાશની સાથે બીજી બધી યે પરાધીનતાઓનો નાશ થશે. ' આમ, લાજપતરાયે રાજકીય યોદ્ધાનો -વાંગ સજ્યો અને જીવનાંત સુધી તે પહેર્યો. લાલાજીના કેસરીયા વાઘા, લાલાજીના સ્થૂળ દેહને લાહોરના નદીતીરે અગ્નિસંસ્કાર થયો ત્યારે જ ઉતર્યા.

જીવનભર સ્વાધીનતાના રણાંગણમાં જ ઝુઝવાનો નિરધાર કર્યા પછી લાજપતરાયે દેશદેશના સ્વાતંત્ર્યવીરોની દોસ્તી કરવા માંડી. લાજપતરાયે ઇતિહાસની કિતાબોમાં કોઇ સમાનધર્મીની રાહ જોતા પડેલા મેઝીની અને ગેરીબાલ્ડી, વોશીંગ્ટન અને

લીંકન વગેરે વીરોની મૈત્રી સાધી. લાજપતરાયે એમના જીવનની પારાયણ કરી. લાજપતરાય ઉપર ખાસ કરીને ૧૯મી શતાબ્દિના ઇટાલીયન શહીદોએ—મેઝીની અને ગેરીબાલ્ડીએ—ભારે અસર કરી. લાજપતરાયે આત્માના અમર રસનાં શાહીમાં લેખિની બોળીને એ બન્ને વીરોની પ્રેરક જીવનકથાઓ લખી. આજ દિવસ સુધી લાજપતરાયની લખેલી એ જીવનકથાઓ પંજાબમાં જુવાનો વાંચે છે અને અવનવી પ્રેરણા અનુભવે છે. લાજપતરાયે હિન્દી ઇતિહાસમાંથી પણ 'અમર મહાજનો'નો પરિચય કર્યો અને તેમની પણ બિરદાવલી લખી. લાજપતરાયે અશોક અને શિવાજી, દયાનન્દ, અને કૃષ્ણચંદ્રની જીવનકથાઓ લખી પંજાબી જુવાનની પાસે મૂકી. લાજપતરાયે એ રીતે, જીવનભર કઠોર સૈનિક–જીવન જીવવાની પ્રેરણા મેળવી લીધી. લાજપતરાયના સ્વદેશપ્રેમની જ્યોતમાં મેઝીની સમા સ્વાતંત્ર્યવીરોની જીવનકથાઓના અભ્યાસથી એવું દીવેલ સીંચાયું કે એ જ્યોત, ગમે તેવા ઝંઝાવાતોમાં, ગમે તેવા તોફાનમાં, કોઇથી ઓલવાઇ જ શકે નહીં. લાલાજી જીન્દગીની અર્ધી સદી એકાગ્ર ભાવે દેશને ચરણે ધરી શક્યા તેનું રહસ્ય તેમના આ પૂર્વ તૈયારીમાં રહેલું છે.

§ ૪

મેઝીની સમી દેશદાઝની જ્વાળાથી પ્રજ્વલિત બનીને, મેઝીનીના હિન્દી અવતાર સમા લાજપતરાય રાજકીય ક્ષેત્રમાં ઉતર્યા. ૧૯૦૭માં એક દિવસ બ્રિટિશ સત્તાધીશોએ તેમને દેશપાર કર્યા ત્યાં સુધી તેણે, પરાધીનતાનું પિંજર તોડવાને તરફડતા વનરાજની ત્રાડે, આખા હિન્દુસ્થાનને ગજાવી મૂક્યું. બીજી પાસ, લાજપતરાયે ૧૮૯૭ના દુષ્કાળ વેળા તેના દુષ્કાળ-પીડિત દેશબાંધવોની વ્હાર અર્થે જબ્બર રાહત–પ્રવૃત્તિ આદરી.

૧૮૯૯–૧૯૦૦માં પડેલા બીજા દુષ્કાળ વેળા પણ એ માનવતાની મૂર્તિએ હિન્દુસ્થાનના પ્રાન્તોમાં ભમીને ભૂખ્યાંઓની ભૂખ ભાંગી અને વસ્ત્રહીનોને વસ્ત્રો પૂર્યાં. મધ્યપ્રાન્ત, બંગાળ, રાજપુતાના વગેરે સ્થળોએ હજારો હિન્દુ અનાથોને લાજપતરાયે પોતાની રક્ષા નીચે લીધા. એ વેળા વિદેશી પાદરીઓ હિન્દુ અનાથ બાળકોને ભરમાવી તેમને ઇશાઇ ધર્મમાં વટલાવવાની પ્રવૃત્તિ ચલાવતા જોઇ, લાજપતરાયે પાદરીઓની એ વટાળ-પ્રવૃત્તિની સામે ત્રાડ પાડી અને હજારો હિન્દુ બાળકોનો હિન્દુ-ત્વનો વારસો કાયમ રાખ્યો. લાજપતરાયના ઉગ્ર રાજકીય પ્રચારકાર્યની સાથોસાથ, સામાયિક જનસમૂહના સુખદુ:ખમાં હમદર્દીભર્યો ભાગ લેનારી તેમની આ પ્રવૃત્તિએ, તેમને પ્રજાના સાચા નાયક બનાવ્યા. લાજપતરાય તેમની પાંત્રીશ વર્ષની વયે અખીલ હિન્દમાં નામના ધરાવતા નેતાવર બન્યા.

લાજપતરાયે ૧૮૮૮ની સાલથી મહાસભામાં ભાગ લેવો શરૂ કર્યો હતો. ૧૮૮૮ની અલાહાબાદની મહાસભા વેળા તેણે સર સૈયદ અહમદને ઉદ્દેશીને લખેલા પત્રો હજીયે મશહુર છે. એ પત્રોમાં લાજપતરાયે સર સૈયદ અહમદની મનોદશાના પલટા ઉપર–રાષ્ટ્રવાદી સર સૈયદ કોમવાદી સર સૈયદ બન્યા તે પરિવર્તન ઉપર–સખ્ત ફટકા લગાવ્યા છે. લાજપતરાયના એ પત્રોથી એ કાળમાં સનસનાટી થયેલી. જુવાન લાજપતરાયનો અભ્યાસ, કલમની શકિત, દેશદાઝ અને સૌથી વિશેષ નિર્ભય-તાએ તે કાળના રાજકીય કાર્યકરોના દિલ ઉપર ઉંડી અસર કરી. ત્યાર પછી તો લાજપતરાય નિયમિત રીતે મહાસભાની કાર્યવાહીમાં ભાગ લેતા અને મહાસભાના રાજકારણના ઘડતરમાં સબળ હિસ્સો પૂરતા. ૧૯૦૫ની સાલ સુધીમાં લાજપતરાયે મહાસભાની છાવણીમાં એવી સરસ પ્રતિષ્ઠા જમાવેલી કે એ વર્ષમાં વિલાયતમાં પ્રચારકાર્ય અર્થે એક પ્રતિનિધિમંડળ મોકલવાનો નિર્ણય થયો ત્યારે સર્વાનુમતે ગોપાલ કૃષ્ણ ગોખલે અને લાજપતરાયની પસંદગી થઇ. લાજપતરાય યુરોપના પ્રવાસે નીકળ્યા.

પંજાબનો સિંહ ગોખલેજીની સંગે વિલાયત પહોંચ્યો. બ્રિટિશ સામ્રાજ્યવાદે હિન્દી પ્રજાનું કેવું કચ્ચરઘાણ વાળી નાખ્યું છે એ પંજાબ-કેસરીએ તેની જ્વાલા ઝરતી વાણીમાં વિલાયતી પ્રજાને સમજાવ્યું. લાજપતરાયે સંખ્યાબંધ સભાઓ સમક્ષ ભાષણ કર્યાં: વિલાયતના કામદાર, પ્રજાશાસનવાદી, સામ્યવાદી વગેરે પક્ષોના અગ્રેસરોના દિલ ઉપર ઉંડી અસર કરી અને 'હિન્દની પ્રજા જાગી છે અને તે સામ્રાજ્યવાદની ધુંસરી ફેંકી દેવા ચાહે છે' એવા ખબર કર્યા. લાજપતરાય ઇંગ્લાંડનો પ્રવાસ પૂરો કરીને યુરોપના બીજા દેશોની મુસાફરીએ નીકળ્યા: અને પછી અમેરીકાનું નિરીક્ષણ કરવા ઉપડ્યા. લાજપતરાયે અમેરીકાની શિક્ષણ-સંસ્થાઓનો તલસ્પર્શી અભ્યાસ કર્યો અને હિન્દમાં શિક્ષણકાર્ય કરતી સંખ્યાબધ આર્યસમાજી સંસ્થાઓમાં કઇ કઇ દિશામાં સુધારા વધારા થઇ શકે તે જોયું. લાજપતરાય અમેરીકાથી પાછા ઇંગ્લાંડ આવ્યા અને ત્યાંથી હિન્દ પાછા આવવા નીકળ્યા. ઉઘાડી આંખોએ બધું જોતા અને સ્વાધીનતાની ધગશથી સળગતા લાજપતરાય ઉપર યુરોપ-અમેરીકાના પ્રવાસે ઉંડી અસર મૂકી, લાજપતરાયને નવી દૃષ્ટિ આપી, તેની દેશદાઝને દ્વિગુણિત બનાવી.

લાજપતરાય સ્વદેશ પાછા પધાર્યા: લંડનથી પ્રસિદ્ધ થતા મહાસભાના મુખપત્ર 'ઇન્ડીયા'માં યુરોપ-પ્રવાસનાં ચિરઃસ્મરણીય 'સંસ્મરણો' લખ્યાં. લાજપતરાયે લખ્યું કે: "કોઇપણ દેશપ્રેમી હિન્દી ઇંગ્લાંડની અને યુરોપના બીજા દેશોની ચાહે તેટલી ટુંકી સફર કરીને વિદેશ પાછો ફરે ત્યારે તેના મન ઉપર એક સુદૃઢ છાપ છપાયા વિના રહે જ નહીં કે યુરોપના વાતાવરણમાં રાજકીય સ્વાધીનતા અને સ્વાશ્રયની ઉગ્ર ઝંખના ભરી છે અને એ જ લક્ષણ પશ્ચિમને પૂર્વથી જુદું પાડે છે. તમે લોકશાસિત ઇંગ્લાંડમાં ભમો, તમે નૃપતિશાસિત જર્મની જુઓ, તમે આપખુદ રશિયામાં રઝળો, તમે પ્રજાસત્તાક ફ્રાન્સમાં જાઓ, તમે જ્યાં જાઓ ત્યાં, યુરોપમાં પ્રજાશાસનનો આદર્શ પૂજાઇ રહ્યો

છે. ધર્મમંદિરની વ્યાસપીઠ ઉપર કે જાહેરસભાના માચડા ઉપર કે અખબારના લેખમાં-સર્વત્ર એક જ નાદ ગાજી રહ્યો છે: 'પ્રજાશાસનના માર્ગમાં અંતરાય નાંખવા ઇચ્છતા અથવા મથતા જૂલ્મગારોને અને આપખુદોને ફગાવી દ્યો; પ્રજા-અભિલાષોને કચડવા માંગતા અથવા પ્રગતિના રથને રોકવા ચાહતા સીતમગરોને ફેંકી દ્યો.' યુરોપ આખું એ યુદ્ધનાદથી ગાજી રહ્યું છે."

§૫

બંગભંગનો કાળ આવ્યો. બંગીય પ્રજા ખળભળી ઉઠી. હિન્દુસ્થાનના રાષ્ટ્રીય ઉત્થાનના ઇતિહાસમાં નવો તબક્કો મંડાયો. 'હિન્દ આમાર દેશ, હિન્દ આમાર જનની, વન્દે માતરમ'ના જયનાદોથી ગગન-અને સાથે બ્રિટિશ સામ્રાજ્યવાદીઓની છાતી ભેદાઇ રહી. એ નવી જાગૃતિના ત્રણ નેતાઓ હિન્દને સાંપડયા: બંગાળમાં બિપિનચંદ્ર પાલ, પંજાબમાં લાલા લાજપતરાય અને દક્ષિણમાં તિલક મહારાજ. લાલ, બાલ અને પાલને જુવાન હિન્દીએ આરાધનીય દેવને સ્થાને સ્થાપ્યા. લાલ-બાલ-અને પાલની ત્રિપુટિએ આખી હિન્દી પ્રજામાં નવચેતન મૂકયું. 'બળવો થશે? ક્રાન્તિ થશે? સામ્રાજ્યનો અસ્ત થશે?' એવી ભીતિએ બ્રિટિશ કારભારીઓ ધ્રૂજી રહ્યા. ૧૯૦૭ની સાલમાં હિન્દુસ્થાનની પ્રજાની જીભ ઉપર ત્રણ જ નામનું રટણ થઇ રહ્યું: "ધન્ય લાજપતરાય, ધન્ય બિપિનચંદ્ર, ધન્ય તિલક મહારાજ!" બંગભંગનો એ કાળ જેમણે જોયો હશે, તે ભાગ્યેજ ભૂલી શકશે. આજે પણ તેની સ્મૃતિમાં તે તાજો જ હશે. લાલ-બાલ-અને પાલની ત્રિપુટિએ નવો ઇતિહાસ રચ્યો, નવી પ્રજા ઘડી, નવું ભારતવર્ષ સર્જ્યું.

બ્રિટિશ સરકાર એ કેમ સાંખી શકે? સરકારી મંત્રણાગૃહોમાં ગુપ્ત નિર્ણય થયા કે ક્રાન્તિવાદી, બળવાખોર લાજપત-

રાયને હિન્દમાંથી ખસેડવા જોઇએ ; અને ૧૮૧૮ના રેગ્યુલેશન ત્રણ મુજબ, લાજપતરાયને એક દિવસ, તેના ઘરમાંથી ગુપ્ત રીતે સરકારી પોલિસે ઉપાડયા અને ઠેઠ બર્મામાં માંડલેના કિલ્લામાં મૂકયા. લાજપતરાયની આવી અચાનક દેશપારીથી આખો દેશ ખળભળી ઉઠયો : અખબારો, જાહેરસભાઓ, જાહેરસંસ્થાઓ, વિદ્યાર્થીમંડળો—ચોમેરથી સરકારના આ હીચકારા કૃત્ય સામે વિરોધનો મારો ચાલ્યો. હિન્દમાં કોઇ અજબ જાગૃતિ આવી. લાજપતરાય થોડા મહિના માંડલેમાં 'સરકારની મહેમાનગતી' ભોગવી પાછા આવ્યા: 'દેશપારીની મારી કથની'માં એ વીતકની આખી કથા હિન્દી પ્રજા પાસે મૂકી. લાજપતરાયની ચૈતન્યદાયી લેખિનીએ લખાયેલી એ કથની વાંચી હિન્દી પ્રજાએ નવી પ્રેરણા મેળવી—આજે યે હિન્દી જુવાન એ પુસ્તકના વાચનથી નવ પ્રેરણા મેળવે છે. લાજપતરાયની દેશપારીએ જેલનો ભય તોડ્યો, દેશસેવકની દેશસેવાના રાહમાં માંડલે અવશ્ય આવે જ છે એવો નિર્ભયતાનો બોધ બોધ્યો.

માંડલેથી પાછા પધારીને લાલાજીએ—લાજપતરાય હવે દેશભરમાં લાલાજીના માનવાચક નામથી જ ઓળખાતા-ફરીવાર દેશકાર્યની ધુરા હાથમાં લીધી. તેણે ફરીવાર ગર્જના કરી કે : 'કોઇની મહેરમાં હું માનતો નથી. સરકારની કે અંગ્રેજોની મહેરથી હિન્દને સ્વરાજ્ય નહીં મળી શકે. સરકારના ફગાવેલા સુધારાના ટુકડા-બુકડાથી સંતોષ માનવાથી પ્રજા નહીં ઘડી શકાય : તેમ સરકારની દમનનીતિ પ્રજાના ઘડતરકાર્યને નહીં અવરોધી શકે કે પ્રજાના જુસ્સાને નહીં તોડી શકે. હિન્દીઓને માટે મુક્તિનો એક જ માર્ગ છે. હિન્દીઓએ દેશદાઝને ધર્મનું સ્થાન આપવું જોઇએ અને એ દેશદાઝના ધર્મ માટે જીવવાની અથવા મરવાની આકાંક્ષા કેળવવી જોઇએ.' એ સન્દેશ સાથે લાલાજીએ ફરી વાર હિન્દના રાજકીય ગગનમાં મહાગ્રહના પ્રકાશે પ્રકાશવા માંડયું. દિવસે દિવસે લાલાજીની પ્રભા વધતી જ ગઇ. ૧૯૧૪ માં લાલાજી યુરોપ-અમેરિકાને પ્રવાસે ઉપડ્યા ત્યાં સુધીમાં

તો હિન્દની જાહેર પ્રવૃત્તિનાં સર્વ ક્ષેત્રોમાં તેની—પંજાબના શેરની—હાક બોલતી થઇ ગઇ હતી. ૧૯૦૭ની સુરતની ઐતિહાસિક મહાસભા, સમાજ-સુધાર, સ્વદેશી—પ્રચાર, રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓનો વિસ્તાર—એ બધાં લાલાજીના જીવનનાં એ કાળનાં મહત્ત્વનાં પ્રકરણો છે.

§ ૬

લાલાજી ૧૯૧૪માં અમેરીકાની યાત્રાએ ઉપડ્યા પછી યુરોપીય મહાયુદ્ધ જાગ્યું. બ્રિટિશોની સામે સદા પડા- બાજી ખેલનાર, દિલની વાત સ્પષ્ટ કઠોર વાણીમાં સદા નિર્ભયપણે સંભળાવનાર, સ્વાધીનતાનો જીવનભરનો જોદ્ધો લાલાજી બ્રિટિશ સત્તાધીશોની આંખમાં કંટક સમાન ખુંચતો. લાલાજી ક્રાન્તિવાદી છે, મોક્કો મળ્યે ગદ્દરની સરદારી લ્યે તેવા છે, તેની સરદારી નીચે બોમ્બનાં કારખાનાં ચાલે છે, એવી એવી માન્યતાઓ સરકારી મંડળોમાં પ્રવર્તતી. એટલે વિગ્રહ દરમ્યાન લાલાજીને હિન્દમાં પાછા આવવાની મના થઇ. લાલાજીએ આ ફરજીઆત દેશપારીનો સુન્દર ઉપયોગ કર્યો. તે અમેરીકાના પ્રાન્તે પ્રાન્ત અને નગરે નગર ભમ્યા અને હિન્દની પરાધીન હાલતનો ચિતાર આપનારાં વ્યાખ્યાન આપી અમેરીકાને ખળભળાવ્યું. હિન્દની દુર્દશાના આંકડાઓ અને હકીકતોને પુસ્તક પત્રિકા અને અખબારી લેખો તરીકે પ્રગટ કરી હિન્દ પરત્વે જગતનો પ્રજામત કેળવ્યો. સત્તાવાર રીતે જાહેર થયું છે કે લાલાજીના અમેરીકાવાસ દરમ્યાન તેણે ઓછામાં ઓછી દશ લાખ પત્રિકાઓ પ્રગટ કરી; 'યંગ ઇન્ડીયા'—'તરૂણ હિન્દ' નામનું પુસ્તક લખ્યું, જેને હજી ગયા વર્ષ સુધી જ હિન્દ પ્રવેશની મનાઇ હતી; અને હિન્દના સંબંધમાં સાચું જ્ઞાન પ્રસારવા 'ઇન્ડીયન બ્યુરો' નામની સંસ્થા કાઢી. બીજી પાસ

અમેરીકા બેઠાં બેઠાં તેણે 'મોડર્ન રીવ્યુ' વગેરે પત્રોમાં સતત્ લેખો લખીને હિન્દને જગતની પ્રગતિથી માહિતગાર રાખ્યા કીધું. લાલાજીની એ સેવાઓ ન ભૂલાય તેવી છે.

પણ લાલાજી સમા નરને, આ બધી અનુપમ સેવાઓ કરતાં છતાં, પરદેશમાં કેમ જંપ વળે? માતૃભૂમિની અને દેશબંધુઓની પ્રત્યક્ષ સેવા કરવા તલસતા લાલાજીને વિદેશવાસ બહુ વસમો લાગ્યો. ૧૯૧૯માં જલીયાંવાલાની કત્લના સમાચાર લાલાજીને અમેરીકામાં પહોંચ્યા. એટલે તો લાલાજીને ભારે વેદના થવા માંડી. છ છ વર્ષ થયાં સ્વદેશથી બાર હજાર માઇલના અંતરે વસતા લાલાજી 'યંગ ઇન્ડીયા' પત્રમાં ૧૯૧૯ના ઓગસ્ટ માસમાં નીચે મુજબ વેદના વ્યક્ત કરે છે : હિન્દુસ્થાનમાં વેગબંધ બનાવો બન્યે જાય છે અને હૈયામાં દેશદાઝ ધારતા અને દેશજીવનમાં ભાગ લેવા ઝંખતા પ્રત્યેક હિન્દીને લાગવું જોઇએ કે મારૂં સ્થાન આ સમયે મારા દેશબંધુઓની વચ્ચે છે નહિ કે બાર હજાર માઇલને અંતરે મુકાબલે સુખ, શાન્તિ અને સલામતીના મુલકમાં. યુદ્ધના કાળમાં મારે અમેરીકામાં રહેવું પડ્યું તે માટે મને મુદ્દલ અફસોસ નથી થતો, પણ હવે, અત્યારે મારા દેશજનો જબ્બર અંતરાયોની સામે મહાન્ વિગ્રહ આરંભી રહ્યા છે ત્યારે મારો હિસ્સો પૂરવાને હું હિન્દમાં નથી એ વિચારે હું બહુ અકળાઉં છું; હું કોઇ ભારે અપરાધ આચરી રહ્યો હોઉં એમ મને લાગે છે....હું મારા દેશબંધુઓને માટે અત્યારે કંઇ જ કરી શકતો નથી એ ખ્યાલે મને અત્યંત વેદના થઇ રહી છે. હિન્દ–સ્વરાજ્યને માટે જગતની સહાનુભૂતિ મેળવવી એ સારૂં કામ છે : પણ સાચું કામ તો હિન્દુસ્થાનમાં જ કરવાનું છે. હિન્દના સ્વરાજ્યનો સંગ્રામ હિન્દમાં જ ખેલાવો જોઇએ અને તે હિન્દીઓએ જ ખેલવો જોઇએ.' આખરે શહેનશાહના ઢંઢેરાએ લાલાજીને માટે પોતાના પ્રિય વતનમાં પાછા ફરવાનું શક્ય બનાવ્યું અને લાલાજીએ ૧૯૨૦ના ફેબ્રુઆરી માસની ૨૦મી તારીખે હિન્દમાં પગ મૂક્યો.

§ ૭

૧૯૨૦ની સાલમાં લાલાજીએ હિન્દમાં પગલાં કર્યાં, ત્યારે હિન્દની સારી શકલ બદલાઇ ગઇ હતી. જુના નેતાઓ, જુની વિચારસરણી, જુની ભાવનાઓ, જુની સંસ્થાઓ જાણે પાતાળમાં ઉતરતાં જતાં હતાં અને તેમની પાછળથી નવા નેતાઓ, નવા આદર્શો, નવી વિચારસરણી, નવી ભાવનાઓની વિરાટ મૂર્તિઓ જાણે પ્રગટ થતી હતી. લાલાજીએ હિન્દમાં પગ મૂકતાં જ નવું હિન્દ જોયું, સ્વરાજ્યને માટે અધીરો બનેલો જનસમાજ જોયો, અધિકારો અને હક્કોની અસ્મિતાથી દેદીપ્યમાન નવી પ્રજા જોઇ. લાલાજીએ ગાંધીયુગનો—અસહકારયુગનો પ્રારંભ થતો જોયો. લાલાજીએ પંજાબની કત્લથી અને ખિલાફતના અન્યાયથી સારી હિન્દી પ્રજા સળગી ઉઠેલી જોઇ; 'આ સેતાની સરકારની હું જડ ઉખેડી નાંખવા માંગું છું', બ્રિટિશ સામ્રાજ્યનો અસ્તકાળ નજીક આવ્યો છે' એવા પડછંદાઓથી હિન્દની દિશાઓ ગાજતી લાલાજીએ જોઇ. સ્વાધીનતાને માટે તલસતો, હિન્દી પ્રજાને મર્દ બનતી જોવાને ઝંખતો લાલાજીનો આત્મા આ નવી સૃષ્ટિ જોઇને અત્યંત સુખ પામ્યો. લાલાજી, જેણે આખી જીન્દગી ભવિષ્ય તરફ જ નજર રાખી છે, અને જેણે કાળના સામાન્ય વહન કરતાં સદા પોતાનો કદમ એક જોજન આગળ જ રાખ્યો છે તેણે, મુંબાઇને કિનારે પગ મુકતાં જ, ફરીવાર સિંહગર્જનાએ હિન્દની દિશાઓ ડોલાવી અને નવી હિલચાલનું નેતૃપદ લીધું.

હિન્દુસ્થાનના વાતાવરણનું લાલાજી જેમ વધારે ને વધારે નિરીક્ષણ કરતા ગયા, મુંબાઇથી લાહોર પહોંચી ડાયર અને ઓડવાયરવા અમાનુષી આચારનું જેમ વધારે ને વધારે જ્ઞાન મેળવતા ગયા, તેમ તેમ એ નરસિંહ વધારે ને વધારે ધગતો ગયો. લાલાજીએ લાહોર, અમૃતસર, જલીયાંવાલા વગેર સ્થળો નજરે જોઇને, ઓડવાયરના સોટાના ભોગ બનેલા દેશબંધુઓની દુઃખકથાઓ જાતે સાંભળીને શાન્તિ ગુમાવીઃ એ નરશાર્દૂલનો પુણ્ય-

પ્રકોપ નીચેનાં ધગધગતાં અગ્નિનાં વચનોમાં વ્યક્ત થયો: 'જે સત્તાંધ અમલદારોએ આ હત્યાકાંડ રચ્યો છે તેમની સાથે હિન્દી પ્રજા સહકાર કરે એમ આ સરકાર માગે છે? જે અમલદારોએ મારા દેશબંધુઓને ફટકા લગાવ્યા છે, જે અમલદારોએ દેશના જુવાનો પાસે નાકલીટીઓ ખેંચાવી છે, જે અમલદારોએ અનેક રીતે હિન્દી પ્રજાને અપમાની છે, તે અમલદારો સાથે મહોબ્બત કેળવવા હું હરગીજ તૈયાર નથી. મારા હૃદયમાં કારી જખ્મ થયો છે. હું હતાશ બન્યો છું. અસહકારનો ઝંડો ફરકાવવો એજ આજે અમારે માટે ધર્મ્ય વસ્તુ છે.' લાલાજી અસહકાર-યુદ્ધના સરદાર બન્યા. કટાકટીને ટાંકણે પંજાબ-કેસરીએ પંજાબનું નેતૃપદ લઇ લીધું. એથી અસહકારના જંગને અમાપ બળ મળ્યું.

૧૯૨૦ના સપ્ટેમ્બરમાં કલકત્તામાં મહાસભાનું ખાસ અધિવેશન મળ્યું—પંજાબની કત્લેઆમ સામે ક્રુદ્ધ હિન્દી પ્રજાનો પડકાર જાહેર કરવા, ખીલાફતના અન્યાયોથી સળગી ઉઠેલા મુસ્લીમ બિરાદરોના દિલનો ખોફ પોકારવા, અને બ્રિટિશ વહિવટદારોએ ફેંકેલા રાજકીય સુધારાના ટુકડાને લાત મારવા. એવી યુદ્ધની રણભેરી બજાવવાને, જેનું આખું જીવન એ સતત બજતી રણભેરી સમું હતું એવા લાજપતરાયને જ પ્રજાએ સરદાર તરીકે પસંદ કર્યા. મહાસભાના અધ્યક્ષને આસનેથી પંજાબ-કેસરી લાલાજીએ હિન્દી પ્રજાના પ્રકોપ અને નિરધારને નિર્ભય નરવીરની પ્રેરક વાણીમાં જગત સમક્ષ જાહેર કર્યા. કોઇ દેવતાઇ ફીરસ્તો, હિન્દી પ્રજાના પ્રતિનિધિઓની વચ્ચે ઉભીને, સામે પિંજરામાં અપરાધી તરીકે ઉભેલા બ્રિટિશ સામ્રાજ્યવાદ સામે તહોમતનામું પોકારતો હોય તેમ, લાલાજીએ, બ્રિટિશરોના હિન્દમાં પગ મૂકયાથી માંડીને પંજાબના છેલ્લા હત્યાકાંડ સુધીમાં અસંખ્ય બ્રિટિશ ડાયરો અને ઓડવાયરોએ આચરેલાં અમાનુષી કૃત્યોને કલમવાર ગણાવી બ્રિટિશ સામ્રાજ્યવાદ સામે તહોમતનામું પોકાર્યું. એ કાળમાં જેમણે લાલાજીનું મહાસભા-

પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન સાંભળ્યું અગર વાંચ્યું છે તેમના કાનમાં આજે યે એ નરકેસરીની ત્રાડના પડછંદા જાણે ગાજતા સંભળાય છે. 'હું બ્રિટિશ સરકાર ઉપર તહોમત મૂકું છું કે' એ લાલાજીની ઘોષણા આજે યે જાણે ગાજી રહી છે.

§૮

કલકત્તા મહાસભા પછી, ૧૯૨૦ના ડીસેમ્બરમાં નાગપુરની મહાસભાનું વાર્ષિક અધિવેશન થયું. 'બ્રિટિશ સામ્રાજ્ય તો ક્યારનું નાશ પામ્યું છે, તેણે દરિયામાં કેટલાય વાંભ પાણી નીચે જળસમાધિ લીધી છે' એવા એવા પડકારની સાથે, હિન્દી પ્રજાએ અસહયોગનો ઠરાવ કર્યો. અસહયોગના નેતાવર તરીકે મહાત્માજીએ દેશના રાજકારણની લગામ હાથમાં લીધી: અને દેશબંધુ ચિત્તરંજન, લાલા લાજપતરાય, પંડિત મોતીલાલજી વગેરે નેતાઓ મહાત્માજીની પડખે આવીને ઉભા. અસહયોગના કાળમાં જેમ સમસ્ત બંગાળને ખડા કરી, એ યુદ્ધમાં બંગાળીઓને મોખરે રાખવાની સેવા ચિત્તરંજનને નામે ચડી છે, તેમ ભડવીર પંજાબીને કેડ બાંધી ઝઝુમતો બનાવવાનું કાર્ય લાલાજીએ કર્યું. પંજાબના વિદ્યાર્થીઓએ વિદ્યાલયો છોડયાં, પંજાબમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠ અને મહાવિદ્યાલયોની સ્થાપના થઇ, પંજાબના અગ્રેસર વકીલોએ વકીલાત છોડી, પંજાબને ગામડે ગામડે મહાસભાનો, મહાત્માજીનો અને અસહકારનો જયકાર ગાજી રહ્યો, સુનંદા પંજાબીઓએ જેલો ભરી કાઢી–એ બધું લાલાજીની પ્રેરક સરદારીએ શક્ય બનાવ્યું. આ અસહકાર–કાળના દિવસોમાં લાલાજીની વીરતા, નિર્ભયતા અને કુરબાનીની શક્તિને પ્રકાશમાં લાવનારા અનેક પ્રસંગો બન્યા છે. જેનું જીવન એ જીવન્ત કુરબાની સમું હતું, દેશને કાજે સર્વ પ્રકારનાં દુઃખની અવિયોજ્ય દોસ્તી એ જેનું જીવનભરનું વ્રત હતું, એવા લાલાજી અસહ-

કારના દિવસોમાં તેના શુદ્ધ પંજાબી સ્વરૂપમાં પ્રકાશી નીકળ્યા હતા. એ વૃદ્ધ કેસરી એ દિવસોમાં પણ સિંહની ગર્જનાએ ગર્જી એક પાસ બ્રિટિશ સત્તાધીશોનાં હૃદય કમ્પાવી રહ્યો હતો અને બીજી પાસ તેના પ્યારા પંજાબ પ્રાન્તના અને સકળ હિન્દુ-સ્થાનના જુવાનોમાં અજબ ચેતન પૂરી રહ્યો હતો.

૧૯૨૧ના છેલ્લા માસના છેલ્લા દિવસોમાં અસહકારના યુદ્ધમાં કટાકટીની ઘડીઓ આવી. પંજાબ અને બંગાળમાં સરકારે ગભરાઇને સભાબંધીના હુકમ બહાર પાડયા. આ વેળા પંજાબ મહાસભા સમિતિની એક ખાનગી સભાને સરકારી અમલદારોએ ગેરકાયદે ઠરાવવાનો અને લાલાજીએ અનન્ય નિર્ભયતાથી સર-કારી આપખુદીનો સામનો કરી કેદ પસંદ કરવાનો અદ્ભુત પ્રસંગ બની ગયો. લાલાજી અને મહાસભાસમિતિના ચાળીશેક સભ્યો મહાસભાના મકાનમાં મળ્યા હતા. તેમનું કામકાજ શાન્તિથી કરી રહ્યા હતા. તેમની સભા એ કોઇ જાહેરસભા ન્હોતી એટલે એને સભાબંધીનો કાયદો લાગુ પડતો નથી એવો લાલાજીનો વ્યાજબી અભિપ્રાય હતો. પણ સરકારી પોલિસે એ ન સ્વીકાર્યું. તેણે મહાસભાના મકાનને ઘેરો ઘાલ્યો. કર્નલ ગ્રેગસને અંદર આવી લાલાજીને માજીસ્ટ્રેટનો સભાબંધીનો હુકમ વંચાવ્યો. લાલાજીએ કહ્યું : 'એ હુકમ આ ખાનગી સભાને લાગુ નથી પડતો.' પોલિસે એ લાગુ પડે છે એવો આગ્રહ સેવ્યો. લાલાજી મક્કમ રહ્યા : તેમણે તેમના સાથીઓને કહ્યું 'જેમને આ સભા છોડીને જવું હોય તે જઇ શકે છે. હું એ હુકમનો અનાદર કરી સભા ચલાવવા માંગું છું.' લાલાજીના સાથીઓમાંથી કોઇ ચળ્યું નહીં. એટલે કર્નલ ગ્રેગસન ડીસ્ટ્રી-કટ માજીસ્ટ્રેટ મેજર ફેરરને લઇને ફરી વાર આવ્યા. માજીસ્ટ્રેટે કહ્યું : 'આ સભા ગેરકાયદેસર છે અને તેને વિખેરાઇ જવાનો હું હુકમ કરૂં છું.' એ સાંભળી અધ્યક્ષની ખુરશીમાં બેઠેલા લાલાજી ગર્જી ઉઠ્યા : 'હું આ સભાને કાયદેસર ગણું છું અને પ્રમુખ તરીકે તેને વિખેરવાની ના પાડું છું.' અને માજીસ્ટ્રેટે

કોઇને ધીમેથી પૂછ્યું : 'આ કોણ છે ?' એનો જવાબ મળે તે પહેલાં તો લાલાજી ફરીવાર ગર્જી ઉઠયા : 'હું લાજપતરાય છું. મને ગીરફતાર કરી શકો છો.' મેજર ફેરરે લાલાજીને ગીરફતાર કર્યા, પંડિત સંતાનમ અને ડોકટર ગોપીચંદને ગીરફતાર કર્યા. એ ત્રિપુટિને મોટરમાં ઉપાડયા. નગર વચ્ચેથી થઇને મોટર નીકળી એટલે લાલાજીનાં દર્શન અર્થે ટોળે મળેલાં લોકોને એ કેસરીએ સન્દેશ આપ્યો : 'બહાદૂર રહેજો, શાન્તિ જાળવજો, અસહકારનો જય ગાજો.'

૬૯

**અસહકારનો** જુવાળ ઉતર્યો. ગાંધીજી, લાલાજી, ચિત્તરંજન, મોતીલાલજી, વગેરે નેતાઓ જેલથી પાછા આવ્યા, ત્યારે દેશની સ્થિતિ સાવ બદલાઇ ગઇ હતી. લાલાજીએ જેલથી પાછા ફરીને આખી વસ્તુસ્થિતિનો બરાબર અભ્યાસ કર્યો અને મનથી ગાંઠ વાળી કે અસહકાર જેવો પ્રયોગ ફરીથી કરી શકાય તે પહેલાં આ જાગૃતિનો લાભ લઇ જનસમુદાયમાં સાચું ચેતન મૂકી દેવું જોઇએ: સૌથી પ્રથમ સામાન્ય પ્રજાને ઉંચે લાવવા તેનામાં અસ્મિતાની જ્વાલા જગાવવા શાન્ત, સંગીન, રચનાત્મક કામ કરવું જોઇએ. એ કામને માટે લાલાજીએ પોતાનું ક્ષેત્ર પસંદ કર્યું—તેણે હિન્દુસંગઠન અને હિન્દુત્વના પુનરૂદ્ધારનો ઝંડો ઉપાડ્યો. લાલાજીએ ગર્જના કરી : 'જ્યાં સુધી હિન્દુ સશક્ત નહીં બને, જ્યાં સુધી હિન્દ તેનાં તમામ સામાજીક દુષણોમાંથી મુક્ત નહીં થાય, જ્યાં સુધી હિન્દુ નારી અપમાનિત જીવન ગાળે છે અને હિન્દુ નરના કપાળ ઉપર કાપુરૂષનું કલંક ચોંટયું છે, ત્યાં સુધી હિન્દુસ્થાનમાં સ્વરાજ્ય નથી સંભવતું. હિન્દુનું નામનિશાન ભુંસાઇ જવાનો દિવસ આવે, હિન્દનો પુરાણો પ્રેરક ઇતિહાસ ભૂલાઇ જવાની ઘડી આવે તે પહેલાં હિન્દુએ

જાગવું જોઈએ અને સ્વરાજ્યના સાચા સૈનિક બનવું જોઈએ.' અસહકારના ઐતિહાસિક વર્ષ પછીના સમયમાં જેમ જેમ હિન્દુ–મુસ્લીમ ઝઘડાઓ વધવા માંડયા, અને તેમાં મુસ્લીમોએ હિન્દુને પીડ્યાના સંખ્યાબંધ કિસ્સા બનવા માંડયા, તેમ તેમ લાલાજીની પ્રતીતિ પ્રબળ બનતી ગઈ કે હિન્દુ કોમને પુનરુજ્જીવનની પ્રેરણા આપવી જ જોઈએ. લાલાજીએ માલવીજી અને શ્રદ્ધાનન્દજી જેવા નેતાવરોની સાથે હિન્દુ મહાસભા દ્વારા હિન્દુ બચ્ચામાં મર્દાઈ મૂકવાની જોરદાર પ્રવૃત્તિ આદરી. એ પ્રવૃત્તિનું આજ સુધીમાં સુંદર પરિણામ દેખાયું છે.

લાલાજીએ અનેક હિન્દુ મહાસભાઓના પ્રમુખસ્થાનેથી હિન્દુઓને પ્રેરણા આપી, સંગઠન અને શુદ્ધિની પ્રવૃત્તિમાં જોર પૂર્યું અને 'હિન્દુ બાયલો છે, હિન્દુ કાયર છે, હિન્દુ મૃત્યુથી ડરે છે, હિન્દુ નામર્દની પેઠે તેની વહુદીકરીની આબરૂ લૂંટાતી જોઈ રહે છે' એ કલંક ભૂંસવા એક માણસથી થઈ શકે તેટલું કર્યું. આજે હિન્દુ કોમમાં જે અજબ જાગૃતિ આવી છે અને તેના ફળ રૂપે અખાડા અને સમાજસુધાર અને સ્ત્રીસન્માનની જે પ્રવૃત્તિ ગામે ગામ મંડાઈ છે, તેમાં લાલાજીનો કોઈ પણ માણસ કરતાં ક્યાંય વધારે હિસ્સો છે. અને છતાં લાલાજી પોતાનું રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુ એક પળવાર પણ ચૂકયા નથી એ તેમની અનન્ય દેશદાઝ અને સાચી દૃષ્ટિનું પ્રતીક છે. લાલાજીનાં હિન્દુઓને ઉદ્દેશીને થયેલાં બધાં ઉચ્ચારણોમાં એક સૂર ગાજે છે: 'હું હિન્દુ છું, પણ હું હિન્દી સૌ પહેલો છું. હું હિન્દી તરીકે મારા હિન્દુત્વની રક્ષા કરવા ચાહું છું. મારે હિન્દુ રાજ્ય નથી જોઈતું, મુસ્લીમ રાજ્ય પણ અસંભવ છે. હું હિન્દી સ્વરાજ્ય માગું છું. અને તેને માટે હિન્દુને સશક્ત અને સ્વજાતિપ્રેમી બની સ્વરાજ્યની લડત લડતો જોવાને ઝંખું છું.' એટલે જ, લાલાજીના એ સાચા નેતૃત્વને પરિણામે જ, હિન્દુ–સંગઠનની પ્રવૃત્તિ હિન્દી રાષ્ટ્રવાદની વિરોધી નહીં, પણ સમર્થક બની છે. એટલે જ, આજે નવો અવતાર પામેલો

હિન્દુ મુસ્લીમ મવાલીને સામે લોખંડી મુક્કો બતાવી તેના અંધ ઝનુનને લાઇલાજ બનાવી દે છે, અને એ નવી શક્તિને વિદેશી વહિવટદારોની સામેના જંગમાં મૂકી, એ જંગને વધારે જોરદાર બનાવે છે. લાલાજીએ હિન્દુ જાતિમાં નવા પ્રાણ પૂર્યા એ તેમનો હિન્દી રાષ્ટ્રવાદના વિકાસમાં મોટામાં મોટો હિસ્સો છે.

## §૧૦

૧૯૨૨ પછીનાં વર્ષોમાં લાલાજી અનેકવિધ પ્રવૃત્તિઓમાં ડુબ્યા રહેતા. લાલાજી પ્રથમ સ્વરાજ્યપક્ષના ઉપનેતા તરીકે વડી ધારાસભામાં ગયા હતા : અને ત્યાં તે રાષ્ટ્રહિતના ચોકીદાર તરીકે, તેમના અભ્યાસ, અનુભવ, વેધક દૃષ્ટિ અને નિર્મળ બુદ્ધિ તેમજ સિંહ સમું હૃદયબળ ઉપયોગમાં લઇ સદા સરકારી પક્ષ સામે ઝઝુમતા. એ બધું છતાં લાલાજી જોઇ શકયા હતા કે 'મારી પાછળ મારૂં કામ બંધ નહીં પડવું જોઇએ. માલવીજીના મૃત્યુ પછી હિન્દુ વિદ્યાપીઠનો બોજ ઉંચકનાર કોઇ તૈયાર ન હોય તો એ જેમ દેશનું દુર્ભાગ્ય છે, તેમ હિન્દના પ્રત્યેક કાર્યકરની પાછળ તેનું કાર્ય જારી રાખનાર ન હોય તો એ પણ દેશનું એટલું જ મોટું દુર્ભાગ્ય છે.' એટલે એમણે ગોખલેજીની રીતે, હિન્દની સેવામાં જીવન અર્પનારા જુવાનોને પોતાની પાસે ભેગા કરવા માંડ્યા અને પુનાની હિન્દ સેવક સમાજની પદ્ધતિએ લોક સેવક સમાજ નામની સંસ્થા સ્થાપી. લાલાજીનું એ પણ એક અદ્ભુત કાર્ય છે. આજે લોકસેવક સમાજના સેવકો દેશના જુદા જુદા ભાગોમાં લોકસેવાની અનેકવિધ પ્રવૃત્તિઓ કરી રહ્યા છે. એ સમાજ તરફથી સૌથી મોટી પ્રવૃત્તિ દલિતોદ્ધારની ચાલે છે. આજ સુધીમાં હિન્દી સરકારે અત્યંજોના કલ્યાણને માટે જે કાંઇ કર્યું છે અથવા તો કોઇ પણ બીજી સંસ્થા એ હડધુત બાંધવોને માટે

આજ સુધીમાં જેટલું કરી શકી છે, તેના કરતાં લાલાજીએ તેમની લોકસેવક સમાજના સેવકો દ્વારા અને બિરલાજીના દ્રવ્ય વડે ક્યાંય વધારે કામ કર્યું છે. લાલાજીની આ પ્રવૃત્તિ બતાવે છે કે લાલાજી માત્ર આગને ચાહનારા ઉદ્દામ રાજકીય ચળવળખોર ન હતા; એના દેહ અને આત્માના અણુએ અણુમાં હિન્દી પ્રજાના સમગ્ર ઉત્કર્ષને માટે ઝંખના ભરી હતી.

લાલાજીની આ બધી સેવાઓ જેમ અનુપમ અને અદ્વિતીય છે તેમ, તેમની લેખિનીની સેવાઓ તો જુગ જુગ સુધી હિન્દી પ્રજાને પ્રેરણા આપ્યા કરે તેવી છે. લાલાજીની લેખિનીએ હિન્દી રાષ્ટ્રવાદના વિકાસમાં કાંઈ નાનો સુનો હિસ્સો નથી આપ્યો. લાલાજીની લેખિનીએ, મેઝીની, ગેરીબાલ્ડી, શિવાજી, અશોક, દયાનન્દ, કૃષ્ણચંદ્રની જીવનકથાઓ લખી, જે અનેક વર્ષો સુધી હિન્દી જુવાનોને રાષ્ટ્રપ્રેમની પ્રેરણા આપ્યા કરશે. લાલાજીએ આર્યસમાજનો ઇતિહાસ લખ્યો, લાલાજીએ 'તરૂણ હિન્દ' લખ્યું, લાલાજીએ અમેરીકા અને જાપાનના પ્રવાસોનો અનુભવ પુસ્તક રૂપે લખ્યો, લાલાજીએ રાષ્ટ્રીય શિક્ષણ ઉપર મનનીય ગ્રંથ આપ્યો, લાલાજીએ સંખ્યાબંધ હિન્દી, યુરોપીયન અને અમેરીકન માસિકો દ્વારા—અને છેલ્લે તેમના 'પીપલ' સાપ્તાહિક દ્વારા—પ્રાણવાન ભાષામાં પ્રાણપૂરક વિચારોનો ધોધ વહાવ્યા કર્યો; અને સૌથી છેલ્લે દેશદાઝથી સળગતા નરસિંહે 'હતભાગી હિન્દ'માં મીસ મેયોના 'મધર ઇન્ડીયા'ના જવાબ રૂપે લખાયેલા 'અનહેપી ઇન્ડીયા'માં પોતાના દિલની છબી ઉતારી; હિન્દની સંસ્કૃતિ, હિન્દનો ઇતિહાસ, હિન્દી પ્રજાનું ખમીર, હિન્દની સ્વરાજ્યની ઝંખના અને હિન્દની સ્વરાજ્યની લાયકાત જગત સમક્ષ અજબ પ્રેરક સ્વરૂપમાં રજુ કર્યાં. આઝાદીના શહીદ લાલાજીનું 'હતભાગી હિન્દ' એ પ્રત્યેક રાજકીય કાર્યકરને માટે 'રાજકીય ગીતા' સમાન છે. એ ગીતા તેને જ્ઞાન આપશે, પ્રેરણા આપશે, અને કર્મયોગનો માર્ગ બતાવશે. લાલાજીની હિન્દને અને જગતને એ છેલ્લી અને અમર ભેટ છે.

§૧૧

દેશના કાજે જેનું જીવન જીવંત કુરબાનીની સમું હતું એવા લાલાજીના જીવનનો છેલ્લો પ્રસંગ પણ એ નરસિંહના ઉન્નત મસ્તક ઉપર સાચી શહીદીનો યશમુકટ પહેરાવનારો બની ગયો. આ દેશનું કિસ્મત ઘડવાને માટે દરિયાપારના બ્રિટિશ ટાપુઓમાંથી આવેલા સાત પરદેશીઓના બનેલા 'સાયમન કમીશન'ને તેના લાહોરના આગમન વખતે જાકાર આપવાને પંજાબી પ્રજાનું સરઘસ લાહોર સ્ટેશને ગયેલું. એને મોખરે લાલાજી, માલવીયજી અને બીજા સ્થાનિક વિખ્યાત નેતાઓ હતા. સરકારી પોલિસથી એ સરઘસની પ્રચંડતા અને 'સાયમન પાછો જા'ની ગગનભેદી ગર્જનાઓ ન સાંખી શકાઇ. તેણે માથું ગુમાવીને લાઠી ઉછાળી. લાલાજીના હૃદયભાગ ઉપર લાઠીના પ્રહાર થયા. મિત્રોએ આડા ઉભી, પોતાનાં શરીરની દીવાલ રચી લાઠીઓ ઝીલી લાલાજીને ઉગાર્યા;–એમ ન થયું હોત તો લાલાજી ત્યાં જ ઢગલો થઇ પડયા હોત એમ લાલાજીએ સ્વમુખે ઉચ્ચાર્યું છે. એ પ્રહાર લઇને લાલાજી પાછા ફર્યા– ૩૦મી ઓકટોબરે: અને પછી ૧૭મી નવેમ્બરે તેમનું હૃદય બંધ પડી ગયું; પંજાબનો સિંહ પોઢી ગયો.

લાલાજીના ડાકટર કહે છે કે એ લાઠીના હુમલાને પરિણામે જ લાલાજીનું મૃત્યુ થયું છે: લાલાજીના દોસ્ત દીવાન ચીમનલાલ કહે છે કે 'લાલાજીએ મને કહ્યું હતું કે તેમનો (સરકારી પોલિસનો) ઇરાદો મારૂં (લાલાજીનું) ખુન કરવાનો હતો.' લાલાજીની સાથે તે વેળા સરઘસના મોખરે ઉભેલા પ્રતિષ્ઠિત પુરૂષો પોકારે છે કે લાલાજી ઉપરનો એ હુમલો જીવલેણ હતો. આ બધાં વચનો એમ પુરવાર કરે છે કે લાલાજીનું મૃત્યુ સરકારી પોલિસની લાઠીના ઘાથી નીપજ્યું છે: સાયમન કમીશને લાલાજીનો ભોગ લીધો છે: અરધી સદી સુધી બ્રિટિશ વહિવટદારોને હંફાવનાર વીર

લાલાજીની આખરે બ્રિટિશ કિન્નાખોરીએ કત્લ કરી છે;—અને આગાહી કરવામાં ખોટું ન હોય તો, બ્રિટિશ વહીવટદારો ભલે જાણે કે લાલાજીના ખુનથી તૃપ્ત થનાર એ શયતાની બ્રિટિશ તત્ત્વની જડ ઉખેડ્યા પછી જ હિન્દનો પ્રબુદ્ધ આત્મા નીરાંત અનુભવશે. લાલાજી પોતે જ, એ લાઠીના ઘા પડ્યા પછી અમર આગાહી કરી જાય છે કે 'એ ઘા અમારા આત્મામાં ઉંડો ઉતરી ગયો છે...હું આ સરકારને ચેતાવવા માંગું છું કે જો આ દેશમાં રક્તપાતભરી રાજક્રાન્તિ થાય તો એવો દિવસ લાવવાની જવાબદારી આજના જેવું વર્તન કરનારા તેના યુરોપીયન અમલદારોને શિર રહેશે....સરકાર અને તેના અમલદારો આજની રીતે વર્તવા માગતા હોય તો અમારા જુવાનોને અમારો કાબુ ફેંકી દેતા અને તેમના સ્વદેશની સ્વાધીનતા સર કરવા મરજી મુજબનો માર્ગ લેતા જોઇને હું તાજુબ નહિ થાઉં...એ દિવસ જોવાને હું જીવતો હોઉં કે ન હોઉં, તો એ સરકાર મારા દેશના જુવાનોને એવો માર્ગ લેવાની ફરજ પાડશે તો મારો આત્મા અંતરિક્ષમાંથી, તેમના એ યુદ્ધમાં વિજય મળો એવી આશિષો વરસાવશે.'

લાલાજીએ જીવનની પળેપળ દેશનું હિત રટતાં રટતાં ખર્ચી અને મૃત્યુની પણ એ જ સર્વોપરિ જીવનકાર્યની સાધના અર્થે ભેટ કરી. લાલાજીનું મૃત્યુ રણવીરનું મૃત્યુ બની ગયું. જીવનભર જુદ્ધ ખેલનાર જુદ્ધ ખેલતાં જ મૃત્યુ પામ્યો. એ મૃત્યુએ મહાન્ લાલાજીને અનેક ગણા વિશેષ મહાન્ બનાવી દીધા.

સન્તનો આત્મા અને શહીદનું હૃદય, અગ્નિ ઝરતી જીહ્વા અને પોલાદી કલમની બક્ષીસ ધરાવનાર—અને એ બક્ષીસ સ્વદેશના હિત અર્થે ખર્ચનાર—હિન્દના ઇતિહાસમાં અમર નામ મૂકી જનાર લાલાજીની એ આગ અને એ ભક્તિ, એ કુરબાની અને એ કર્તવ્યભક્તિ, એ સાહસિકતા અને એ શૌર્ય, એ નિર્ભયતા અને એ અમર યૌવન હિન્દના પ્રત્યેક પુત્રમાં ઉતરો અને લાલાજીએ જે મહાન્ અને પવિત્ર કાર્યની

પાછળ—હિન્દની સ્વાધીનતા અર્થે—એ બધી શક્તિઓની ભેટ કરી, તે કાર્ય આગળ ધપો !

§૧૨

'એવા પણ માણસો છે કે જે હિન્દુસ્થાનની પ્રજાને પૂછે છે કે તમે શા માટે અસંતુષ્ટ છો ? તમારે શું જોઇએ છે ?

'અને હિન્દુસ્થાન શો જવાબ આપે છે ? હિન્દુસ્થાન કહે છે કે તમારા સવાલની ધૃષ્ટતા જ અસહ્ય છે. અમારે શું જોઇએ છે એમ તમે પૂછો છો ? તમે માણસ છો અને અમે માણસ નથી ? તમને જો પરદેશી સત્તાની તલ્વારના જોરે અમારી માફક ગુલામ દશામાં રાખવામાં આવતા હોય, તો તમારા આત્માની શી ઝંખના હોય ? અમારી માફક તમારા હુન્નરઉદ્યોગોનો કબજો પરદેશી માલેતુજારોએ લઇ લઇ તમને આર્થિક પરાધીનતાની જંજીરો પહેરાવી હોય, પરદેશી મુડીદારો તમારી નસોનું લોહી ચુસી જતા હોય, તો તમે શું વાંચ્છો ? અમારી માફક, તમારા શાસકો તમારી બધી શાળાઓને બંધ કરી દઇ, જે થોડી ઘણી કેળવણીના ગોઠવણ કરે તેનો પણ એવો ઘાટ ઘડે કે જેથી તમારા પોતાના ઇતિહાસ, સાહિત્ય અને સંસ્કૃતિના હાંસી થાય અને તેની જગ્યાએ વિદેશી અને જડવાદી સંસ્કૃતિ પ્રત્યે મોહ થાય, તો તમે વિદ્યાના આ દુષ્કાળની વેદનામાંથી ઉગરવા શું ન કરો ? અમારી માફક, તમારા ઉપર માત્ર લક્ષ્મી અને સત્તાની પૂજા કરનારા માણસો કે જેમને તમારી પ્રજા અને તમારા દેશના ઉચ્ચતર બૌદ્ધિક, નૈતિક કે આધ્યાત્મિક આદર્શોની લગીર પણ ગમ પડી શકતી નથી—તેવા માણસો સત્તા ચલાવતા હોય, તો તમે એ ધુંસરી ઉથલાવી નાંખવા કઇ ઉથલપાથલ ન કરો ? અને આ બધા પછી, તમે અમને પૂછો છો કે તમારે શું

જોઇએ છે? હું સામો સવાલ પૂછું છું કે અમારા જેવી હાલતમાં તમારે શું જોઇએ?'

જેની જીવ્હાએ અને કલમે પચ્ચાસ વર્ષો સુધી તેના આત્માનું ઉપરનું આક્રન્દ દુનિયાના ખંડ ખંડમાં સંભળાય એવી રીતે પોકારી પોકારીને ગાયા કર્યું, એ વીરશિરોમણી લાજપતરાય એ ભારતીય ઇતિહાસની અનન્ય વિભૂતિ છે. સાહસ, શૌર્ય, આવેશ અને નિર્ભયતાથી જીવનભર રાજકીય રણાંગણમાં ઝઝુમનાર આ વિભૂતિનું જીવન પૂર્ણવિકસિત કમલપુષ્પ જેવું ખુશબોદાર છે. તેના જીવનની તમામ બાજુઓ એક સરખી જ મ્હેકી રહી છે. દેશહિતની પ્રત્યેક પ્રવૃત્તિમાં-વિધાનક ને વિધાયક એવી સર્વ પ્રવૃત્તિઓમાં-એ નરવીર સદા અગ્રેસર હતો. એ રાજકીય લડવૈયા, શિક્ષણશાસ્ત્રી, ઇતિહાસકાર, સમાજ-સુધારક, દલિતોદ્ધારક, અખબારનવેશ,—અને શું શું ન હતો! એ નરપુંગવનું જીવન સંપૂર્ણ હતું. એનું હૃદય યોદ્ધાનું અને એનો આત્મા સંતનો હતો. એની લેખિની તલવાર સમી હતી અને જીવતા જ્વાલાનાં તત્ત્વોની બનેલી હતી. દેશને કાજે ભોગ ધરવાની એની શક્તિ અજોડ હતી. એણે, આજ દિવસ સુધીમાં હિન્દી સરકારે અંત્યજોના ઉદ્ધારને માટે નથી કર્યું એટલું એકલે હાથે કર્યું છે. એણે એનું દેશકાર્ય એના મૃત્યુ પછી યે અવિરત ચાલુ રહે એટલા માટે ગોખલેજીની હિન્દસેવક સમાજ જેવી 'હિન્દ-લોકસેવક-સમાજ' સ્થાપી; એણે હિન્દુ સમાજમાં નવ પ્રાણ પૂરવાને હિન્દુ સંગઠનની પ્રવૃત્તિની સરદારી લીધી; એણે હિન્દને તાકાત જમાવવાનો મંત્ર શીખવ્યો; એણે લાહોરની દયાનંદ કોલેજ જેવી સંખ્યાબંધ શિક્ષણસંસ્થાઓ સ્થાપવામાં હિસ્સો પુર્યો; અને છેલ્લે છેલ્લે પોતાની મિલ્કતની પાઇએ પાઇનું દાન કરી દઇ લાહોરમાં પોતાની માતાના નામથી મહિલાઓ માટે એક ઇસ્પીતાલ સ્થાપીને અને પોતાના વતનમાં પિતાના નામથી એક હાઇસ્કૂલ સ્થાપીને એ આત્માએ તૃપ્તિ અનુભવી.

લાલાજીએ ઇતિહાસ રચ્યો છે—સદી પછી લોકો માનતાં અચકાશે એવો અદ્ભુત ઇતિહાસ રચ્યો છે. લાલાજી, આ લીટીઓના લખનારને મન, અને કદાચ બીજા ઘણાયને મન, તિલક અને ચિત્તરંજનથી યે મહાન્ વિભૂતિ હતા. સ્વપ્નો, યોજનાઓ, ને સિદ્ધિઓમાં એ પંજાબકેસરી લાજપતનું સ્થાન લેનીન સરીખાઓની હરોળમાં છે.

મહાન્ લાજપત તેના દેશબંધુઓની વચ્ચેથી ચાલ્યો ગયો; માનવોનાં જન્મ અને મૃત્યુ ઉપર શાસન કરતા દેવતાઓએ તેને ઉચકી લીધો. આજે, જાણે, અરધી સદી સુધી, કોઇ ગિરિશૃંગ ઉપર ઉભી રણભેરી બજાવનાર એ શૃંગની પાછળ અદૃશ્ય બની જાય છે: ઘડીભર લાગે છે કે એ રણભેરીનું રણગાન પુરૂં થયું છે. પણ ના,

એ રણગાનના પ્રેરક સૂરના દિગન્તવ્યાપી પડઘા

ગિરિઓ ને ગવ્હરો,
અરણ્યો ને વનરાઇઓ,

નદીતીરો અને જનપદોની મધ્યે
હજી ગાજી રહ્યા છે.........

—અને જ્યાં સુધી ભારત સ્વાધીન નહિ બને, ત્યાં સુધી ગાજ્યા કરશે. લાજપતની રણભેરી બજ્યા જ કરશે. એ રણભેરી અમર છે!

# હરામખોર !

આત્મગૌરવની સમતુલા તોળનાર એ ઇંગ્લાંડની અદાલત હતી. શ્વેત શ્યામના ભેદ ન પાડવાની પ્રતિષ્ઠા ભોગવનાર એ વિલાયતી ન્યાયમંદિર હતું. જડજ હતા, જ્યૂરી હતી, કાયદા હતા ને કાનૂનો હતા.

તફાવત માત્ર એટલો જ હતો કે ફરીઆદી હતો એક ભારતવાસી, અને તોહમતદાર હતું એક વિલાયતી વર્તમાનપત્ર. આરોપ હતો એ ગોરા પત્રકારે એ કાળા ભારતવાસીની બદનક્ષી કર્યાનો. 'લાજપતરાયે લશ્કરની રાજભક્તિ ત્યજાવવા કાવત્રાં કર્યાં છે' એમ તે પત્રે લખેલું હતું.

"આમ જો ભાઇ !" બનદક્ષી કરનાર છાપાના વકીલે એક સાક્ષીને પૂછ્યું, "જો, આ છબીમાં આ કોણ બેઠું છે ?"

"આજના ફરીઆદી, લાજપતરાય." સાક્ષીએ ઉત્તર દીધો.

"ને એની બાજુમાં કોણ છે ?"

"બાબુ બિપિનચંદ્ર પાલ !"

"હાં, એ શખ્સ કેદમાં જઇ આવ્યો છે કે ?"

"હા, એક કેસમાં જુબાની ન.આપવાને કારણે."

"જુઓ નામદાર !" વકીલ ન્યાયમૂર્તિ તરફ વળ્યો: "આ બિપિનચંદ્ર પાલ જેવા હરામખોરની સાથે છબીમાં બેસનાર ફરિયાદી લાજપતરાય પણ હરામખોર જ હોવો જોઇએ ને !"

"અને બીજી વાત નામદાર !" વકીલે ચલાવ્યું, "આ લાજપતરાયને મી. મોર્લે જેવા એક ઉદાર અને તત્ત્વજ્ઞાની હિન્દી સચીવે હદપાર કર્યો.હતો, એથી સ્પષ્ટ થાય છે કે એ બડો હરામખોર હોવો જોઇએ !"

આહાહાહા ! ડૂબતા ન્યાયમૂર્તિના હાથમાં જાણે કે નૌકા આવી પડી.

ન્યાયમૂર્તિ જ્યૂરી તરફ વળ્યા: પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો: "સાહેબો ! સાચી વાત કે આ શખ્સ ઉપર આપણા વર્તમાનપત્ર ડેલી એક્સપ્રેસે કરેલી બદનક્ષીની એક પણ સાબીતી જડતી નથી. એટલે ફરિયાદીની બદનક્ષી થયાની વાત સ્વીકારૂં છું. પરંતુ આ શખ્સને વળી આબરૂ શી હોઇ શકે ? આપણા મી. મોર્લે જેવા શાંતિપ્રેમી ફિલ્સુફ હિન્દી સચીવે જેને હદપાર કરેલો હતો એવા હરામખોરની આબરૂને બહુ બહુ તો ધક્કો લાગીને કેટલો લાગે ? એની આબરૂહાનિ બદલ હું ૫૦ પાઉન્ડ ચૂકવવાના મતનો છું."

ગઇ કાલે જ જેની મૃત્યુ-નોંધ લેતાં હિન્દી ધારાસભાના અધ્યક્ષ શ્રી. પટેલે જેના અવસાનને 'જગતભરની ખોટ' કહી, તે મહાપુરૂષના સ્વમાનનાં મૂલ્ય ઇંગ્લાંડના ન્યાયમંદિરમાં રૂપીઆ સાડી સાતસો જ હતાં. કારણ એક જ: એની માતા—એની માતૃભૂમિ પરાધીન છે.

# દીકરો

"રાધાકિસનજી ! તમારે ઘેરે દીકરો આવ્યો. હું ફરીદપુરથી જોઈને ચાલી આવું છું."

"તું નજરે જોઈને આવે છે બ્હેન ? મને કહે તો ખરી, દીકરાનો ચહેરો મોહોરો કેવો, સારો છે ને ?"

"અરેરે ભાઈ, રંગ કાળો અને ચહેરો બેડોળ છે. જાણે પંજાબનું બચ્ચું જ નહિ. તમારૂં એટલું દુર્ભાગ્ય છે રાધાકિસનજી ! હશે, જેવી પ્રભુની મરજી !"

દિલ્હીનગરમાં પિતા રાધાકિસનજી શિક્ષકની પરીક્ષા માટે તૈયારી કરવા આવી રહેલા હતા, ત્યાં આવીને એક ઓળખીતી જાટ સ્ત્રીએ બાળ–લાજપતનું આવું બયાન આપ્યું. સાંભળીને જુવાન પંજાબી પિતા અફસોસમાં પડી ગયા. કદ્રૂપ બાળકને માટે એને કંટાળો આવી ગયો. ઇ. સ. ૧૮૬૫ના જાનેવારી માસની ૨૮મી તારીખે, ફરીદપૂર ગામડાના દુકાનદાર હુકમસિંહજીની એક ઝુંપડીની અંદર જ્યારે પંજાબના નરશાર્દુલનો પ્રસવ થયો, ત્યારે ઉત્સવ થવાને બદલે સગા બાપના અંતરમાં પણ ગ્લાનિ ઉદ્ભવી હતી. ઉત્સવ તો નિર્માયો હતો એના મૃત્યુને

માટે. ને મૃત્યુનો ઉત્સવ જ સાચો જીવન-ઉત્સવ છે.



વાત્સલ્યઘેલી ભોળી માતા એના ગ્રામ્ય સંસ્કારથી પ્રેરાઇને છાની છાની જોષીને તેડાવતી, તેડાવીને લાજપતના જોષ જોવરાવતી. બાળકના હાથપગની અને લલાટની રેખાઓ તપાસીને જોષી મહારાજ કહેતા કે "માઇ ! દેવી ! તારો લાજપત કોઇ મહાપુરૂષ થશે. મોટી મોટી મુશીબતો સામે મુકાબલો કરશે. લાખો દેશજનોનું કલ્યાણ કરશે. મોટો દાનેશ્વરી થશે. માતા! તું પરમ ભાગ્યવતી છે."

જોષીની આવી ભવિષ્ય-વાણી સાંભળીને માતા મરૂ ! મરૂ ! થતી. કાલીઘેલી ગામડિયણના અંતઃકરણમાં આ આગાહીનો પ્રત્યેક બોલ અંકાઇ ગયો હતો. વિશેષે કરીને 'દીકરો મોટો દાનેશ્વરી થશે' એ વિચારથી તો હર્ષનાં આંસુએ એની આંખો ભીંજાઇ જતી.



લાજપત પોતે જ લખી ગએલ છે કે "મારી માતાને હસ્તે અમારો ઘરકારભાર એટલો વ્યવસ્થિત ચાલતો હતો કે જે દિવસોમાં પિતાજીને રૂ. ૫૦ની માસિક આવક હતી, તે દિવસોમાં ન તો અમને તંગી વરતાઇ હતી, કે ન તો જે દિવસોમાં મારી આવક રૂ. એક હજારની હતી તે દિવસોમાં અમારે ઘેર અમીરાત દેખાણી. એનું નિત્ય-જીવન મારે માટે પરમાર્થના પત્યક્ષ પાઠ સમ બની ગયું. મારી જુવાનીમાં એ મારા જાહેરજીવન માટે મગરૂર હતી, અને સખાવત કરવામાં એ મને

પ્રોત્સાહન આપતી. ઉપરાંત એ એટલી ગર્વિષ્ઠ હતી કે ઉંચા વા નીચા કોઈના તરફથી અપમાન થતું તે એ સાંખી શકતી જ નહોતી. કોઈની મહેરબાનીની ભીખ માગતી નહોતી. જલદ પ્રકૃતિની હતી. ઉતાવળીયા સ્વભાવની હોવાથી ગુસ્સાને વખતે ઉગ્ર વાણી કાઢતી અને સામા ટોણા ચોડવા સદા તૈયાર જ રહેતી. મારૂં ઘણુંખરૂં અંગત ચારિત્ર્ય મારામાં એની પાસેથી જ ઉતર્યું છે.''

એજ માતાના ગુણ–પાનમાંથી લાજપતને હૃદયે આખી દુનિયાની સ્ત્રીજાતિ પ્રત્યેનું સન્માન સીંચાયું હતું. પ્રેમ અને પરોપકારે છલકતી પોતાની જનેતાનું મધૂર વિશુદ્ધ દર્શન એને દુનિયાની તમામ ઉંચી નીચી કે શ્વેત શ્યામ સ્ત્રીમાં થઈ રહ્યું હતું. એટલે જ પેલી અમેરિકાવાસી મીસ મેયોના મલિન પુસ્તક 'મધર ઇંડિયા'ના પ્રત્યુત્તરમાં પોતે રચેલા ''અનહેપી ઇન્ડિયા: દુઃખી હિન્દ'' પુસ્તકમાં એમણે લખ્યું છે કે

'' આ મારા પુસ્તકમાં યુરોપી સ્ત્રીઓની નીતિભ્રષ્ટતાનુ ચર્ચાપ્રકરણ ઉપાડવાનો નિર્ણય કરવામાં મારી કેટલીયે રાત્રિઓ નિદ્રા વગરની ગઈ છે. કેમકે મીસ મેયોને પોતાની જાતિ પ્રતિ જેટલું માન દેખાય છે તે કરતાં મને–પુરૂષ છતાં પણ વધુ માન છે. મારી એ સન્માન દૃષ્ટિને જાતિ વર્ણ કે કોમના ભેદો નથી. હું માનું છું કે વિશ્વમાં ' સ્ત્રી ' જેટલું સુંદર અને પવિત્ર સર્જન બીજું એક પણ નથી. એનું માતૃત્વ–એની ગર્ભધારણ શક્તિ એને જગતની બીજી તમામ સૃષ્ટિથી ચઢિયાતે દરજ્જે બેસાડે છે, અને એ કારણે જ હિન્દમાં જનેતાપણુ–માતૃત્વ આટલું મહત સન્માન પામી

રહેલ છે. પ્રાચીન હિન્દુઓએ સ્ત્રીને જૂદે જૂદે સ્વરૂપે પૂજેલી છે: શક્તિ (ચેતના), સરસ્વતી (વિદ્યા), લક્ષ્મી (ધન), અને દુર્ગા (માતૃત્વ) : એ બધી સ્ત્રી-દેવતાઓ જ છે. હિન્દમાં તો માતાને, પત્નીને, બ્હેનને, દીકરીને, પ્રત્યેકને માટે અક્કેક નિરનિરાળો ઉત્સવ નિર્માયેલો છે."

"એટલે જ પોતાની પત્ની પુત્રી અથવા માતા સિવાયની પ્રત્યેક પરાયી સ્ત્રીને હિન્દમાં 'માતા' તરીકે સંબોધવામાં આવે છે. અજાણી સ્ત્રી સાથે વાત કરતી વેળા હિન્દુ હમેશાં 'મા' અથવા 'બ્હેન' કહીને, ઘણુંખરૂં તો 'માઇ' કહીને જ બોલાવે છે."

"કોઇ પણ હિન્દી, સિવાય કે જેની નૈતિક ભાવના પરદેશી સરકારના ચાલુ જાસૂસી કામને લીધે છેક જ ભ્રષ્ટ થઇ ગઇ હોય, અથવા તો જેની સમતોલતા ગુસ્સાથી તદન ગૂમ થઇ ગઇ હોય—તે સિવાયનો કોઇ પણ હિન્દીજન સ્ત્રીજાતિનું અપમાન કરી શકે એવું અમે માનતા નથી. યુરોપીઅનો ચાહે તે બોલે, છતાં હિન્દીને સ્ત્રીજાતિ પ્રત્યે ઉંચું સન્માન છે. હિન્દુને પોતાની ધર્મપત્ની પોતાના અંગ સમી છે, અને જગતની અન્ય તમામ સ્ત્રી-એ ચાહે તે હો-એને મન 'દેવી' સમાન, માતા અને બ્હેન સમાન મર્યાદા કરવા લાયક છે." 'પંજાબી' પત્રે ૧૯૦૭ની મેની ૮મીએ વ્યક્ત કરેલા આ વિચારો મારી પોતાની જ લાગણી રજુ કરે છે."

પોતાના જીવનના અંતિમ દિવસોમાં, પોતાની અડસઠ વર્ષની ઉમ્મરે. જ્યારે માતાની અને પોતાની

વચ્ચે કાળનો મહાનદ ચાલીસ વર્ષોનું અંતર પાડીને વહેતો હતો, ત્યારે પણ લાજપતરાય મૃત્યુના એ મહોદધિને સામે પાર ચાલી ગયેલી માતાને નહોતા વિસારી શકયા. કેમકે હિન્દની રીબાતી સ્ત્રીજાતિરૂપે માતાને એ જીવન્ત માનતા હતા. પોતે મિત્રોને કહેતા કે “ હવે હું ઝાઝું જીવવાનો નથી. એટલે મારી છેલ્લી વારની સર્વોપરિ ઝંખના મારી માને નામે એક સ્ત્રીઓની ઇસ્પીતાલ બાંધવાની છે. ” એમ કહીને એ બાબતની આખી રૂપરેખા પોતે તૈયાર કરેલી તે મિત્રોને બતાવતા હતા. છેલ્લી ઘડીએ પોતાનું વસીયતનામું કરીને પોતાની બાકીની બધી પુંજી આ ‘સ્ત્રી બચ્ચાંની ક્ષયનિવારણ ઇસ્પીતાલ’ માટે ટ્રસ્ટ કરીને આપી દીધી હતી, અને કાયમી ભંડોળ સ્થાપવા માટે પાંચ લાખનો સવાલ દેશ સમક્ષ નાખી, પોતેજ ભટકી ભટકી મોટી રકમ ભીખી પણ આવેલા હતા.

પિતાજી પ્રત્યેના પ્રેમે પણ પેલી ‘કાળા કદ્રૂપા બાલક’ માટેની ગ્લાનિનો કેવો ખંગ વાળી દીધો ! ત્રેવીસ વર્ષની વયે તો લાજપતે બાપુને નોકરીમાંથી નિવૃત્તિ લેવરાવી, પોતાનાં નાના ભાઇઓના અભ્યાસનો બધો બોજો ઉપાડી લીધો. રાધાકિસનજી પોતે જ પાછળથી કહેતા કે “મેં પેન્શન લીધું ત્યારે લોકો મને રોકતા હતા; ડરાવતા હતા કે લાજપત ખર્ચ નહિ આપે તો ? પણ હું તો લાજપતને ઓળખું ખરોને ! એ મારો દાનો દીકરો મને છેતરે જ નહિ.”

પેન્શન પર ઉતર્યા પછી પિતાજીને નિવૃત્તિ ન ફાવી. દુકાન માંડવાનું દિલ થયું. તૂર્ત લાજપતે ૧૦–૧૨

હજાર રૂપીઆ પિતાજીને વેપાર માટે દીધા. અને જગ્રામમાં હાટ ખોલાવી દીધું. પિતાને નામે જગ્રામમાં 'રાધાકિસન હાઇસ્કુલ'ની સ્થાપના કરી.

હિન્દની કેળવણીના કાયદાઓ પર પોતે એક પુસ્તક લખ્યું છે. એ પુસ્તકની પ્રસ્તાવનામાં પોતે ઉર્મિભેર પિતાજી વિષેની મગરૂબી પ્રગટ કરે છે :

" આ વિષય પર લખવાનો મારો અધિકાર એ છે કે હું એક શિક્ષકનો પુત્ર હોવાનું ગૌરવ ધરાવું છું. ગઈ સદીની સાઠીની અંદર અંગ્રેજ સરકારે જે પહેલી શિક્ષક-ટુકડીને તાલીમ આપી હતી, તેમાં મારા પિતા પહેલવહેલા હતા. મારા પિતા પહેલે દરજ્જે આવેલા, અને કેટલાક વિષયમાં તો એને ઉંચામાં ઉંચા દોકડા અપાયેલા. મારૂં પહેલું શિક્ષણ મને એમની પાસેથી મળ્યું છે. હું મીડલ સ્કુલમાંથી લાહોર હાઇસ્કુલમાં ગયો ત્યાં સુધીના અંગ્રેજી સિવાયના તમામ વિષયો હું એમની પાસેથી જ શીખ્યો હતો. શિક્ષણની અંદરનો મારો રસ એમને જ આભારી છે. મારી જીંદગીમાં હું ઘણા શિક્ષકોને મળ્યો છું, પણ એમના કરતાં કોઇ અચ્છો શિક્ષક મેં દીઠો નથી. એ વિદ્યાર્થીઓ સાથે ભાઇઓની રીતે વર્તતા અને તેઓના સહવાસમાં આનંદ પામતા. એણે પોતાનામાં જે કાંઇ શ્રેષ્ઠ જ્ઞાન હતું તે પોતાના વિદ્યાર્થીઓને અર્પી દીધું હતું: દેતા હોય તેવા ભાવથી નહિ, પણ સહકારની-પરસ્પર વિનિમયની લાગણીથી. જ્યાં જ્યાં એ ગયાં ત્યાં ત્યાં એ વિદ્યાર્થીઓની સ્નેહમૂર્તિ સમા હતા. પોતે શીખવતા તે વિષય પર વિદ્યાર્થીનો બુદ્ધિપૂર્વકનો તલસ્પર્શ દેખે ત્યાં

